પદ્મનાભ કવિકૃત

# કાન્હડદે પ્રબંધ

(અનુવાદ)

---

કર્તા

**ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરી.**

ગાંધીની પોળ ખાડીઆ—અમદાવાદ.

---

પ્રસિદ્ધ કર્તા

જાલમભાઈ ડાહ્યાભાઈ દેરાસરી.

ઘોડાની પોળ ખાડીઆ—અમદાવાદ.

---

આવૃત્તિ ૧ લી    સર્વ હક સ્વાધીન    પ્રત ૧૦૦૦

ઈ. સ. ૧૯[illegible]

---

અમદાવાદમાં ખાડીઆમાં ...ભાઈની પોળમાં પ્રજાબંધુ

પ્રિન્ટીંગ વર્કસમાં ગી. એમ. મોદીએ છાપ્યો



# ઉપોદ્‌ઘાત.

કાન્હડદેપ્રબંધની સંશોધન આવૃત્તિ તૈયાર કરતી વખતે જ જૂની ગુજરાતી ન જાણનારને કવિ પદ્મનાભની સરસ્વતીનો પ્રસાદ મળે એમ કરવાની પ્રબળ ઇચ્છા થઇ હતી કાવ્યનો રસ જાળવીને સામાન્ય વાચનારને આનંદ મળે એ ઉદ્દેશે કરાએલા એ અનુવાદમાં સહેજ છૂટ પણ લીધી હતી

એ અનુવાદ કાન્હડદેપ્રબંધની પ્રસ્તાવનામાં વચન આપ્યા પ્રમાણે ઘણા મિત્રોની માગણી છતાં એ, અનેક ઉપાધિઓને લીધે બહાર પડેલો ન હતો ખુદ કાન્હડદેપ્રબંધની બીજી આવૃત્તિ પણ છપાયા પછી થોડાજ મહિનામાં એની લગભગ બધી પ્રતો ખપી ગયા છતાં એવી જ આધિ, વ્યાધિ અને ઉપાધિઓને લઈને બહાર પડાઈ નહોતી

કાન્હડદે પ્રબંધ તેમ કવિશ્રી પદ્મનાભ સંબંધી વિશેષ હકીકત મેળવવાને ચોતરફ તપાસ કરતો હતો, તેવામાં સ્વ ડા ટેસિટોરીએ બહાર પાડેલા જોધપુર અને બિકાનેરના જૂના પુસ્તકોના સૂચિપત્રો વાચવામાં આવ્યા એ રાજ્યોના પુસ્તકભંડારમાં કાન્હડદે સંબંધી સાતલસિંહ સંબંધી અને માલદેવ સંબંધી પુસ્તકો હોવાનું જણાવાથી, કાંઇ ઉપયોગી હકીકત જરૂર મળશે એમ લાગ્યું બિકાનેરમાં ત્યાંની સ્ટેટ કૌન્સિલના વાઇસ પ્રેસીડેન્ટ મહારાજશ્રી સર ભૈરોસિંહ બહાદુર કે સી એસ. આઇ ને અને કૌન્સિલના હોમ મેમ્બર ખા બા કે રૂસ્તમજીને લખાણ કરતા એ બન્ને સદ્‌ગૃહસ્થોએ ઘણી ખુશીથી મારા માગેલા ઉતારા આપવાનો હુકમ કર્યો અને તાકીદે ઉતરાવીને મોકલ્યા જોધપુરથી કશું મળ્યું નહી, પણ અમદાવાદના પારસી ખાનદાનના મી ફીરોઝ રતન કોઠાવાળાએ ઘણી તસ્દી લેઈ જોધપુરના મુલકનો મોટો નકશો મોકલી આપ્યો આ અનુવાદ જોડે આપવા કરાવેલો નકશો તૈયાર કરતા અને જૂના સ્થળો નક્કી કરતા એ નકશો બહુ મદદગાર થઇ પડ્યો એ ગૃહસ્થોનો હું ઘણો આભારી

શ્રીમન્ત સરકાર ગાયકવાડ શ્રીમન્મહારાજા સર સયાજીરાવ કાન્હડદેપ્રબંધને પ્રથમ મદદ કરી હતી તેવી જ આ અનુવાદને પણ કરવા સારૂ દિવાન સાહેબ સર મનુભાઇ નન્દશંકર મહેતા અને કેળ-વણીના કમિશનર સાહેબ રા. રા. નરનાથ કેદારનાથ દિક્ષિત એ બન્ને સદ્‌ગૃહસ્થોનો આભાર માનવો ઇષ્ટ છે

કાન્હડદેપ્રબંધ છપાયા પછી જૂની ગુજરાતી તરફ અભિરુચિ વધી છે, એ ખુલ્લું જણાય છે કાન્હડદેપ્રબંધની જાણીતી લિટીઓ પૂછઇ વાત પાતશાહ અને કિસ્યા સ્વભાયત વગેરે ઠેર ઠેર વપરાય છે અને વંચાય છે એ ખરું, છતાં કોઇ પણ વિદ્વાન તરફથી પ્રથમ આવૃત્તિમાં સંદિગ્ધ બતાવેલાં સ્થાનોનો ખુલાસો મેળવવા હું ભાગ્યશાળી થયો નથી ઇશ્વર વિદ્વાનોનો આ પ્રમાદ દૂર કરો

છેવટે પદ્મનાભની વાણી, પ્રસાદ, ઓજસ્, રસ અને ખુબી અનુવાદમાં કેટલે દરજ્જે જળવાયા છે તે જણાવવું વાચનારને જ ભા-ળીને મારે માટે તો એમના સંતોષે સંતોષ અને એમના આનંદે આનંદ

**ડાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરી.**

ખાંભાની પોળ ખાડીઆ—**અમદાવાદ.**

પ્રભુપદપંકજને સ્મરી, ગુર્જર ગુણાનુવાદ,
પદ્મનાભ કવિનો કરું સુરસ સરળ અનુવાદ ૧
નવિમંદ્ર નાગર મહી વીસલનગરા વીર,
તિલકરૂપ આદિ કવિ પદ્મનાભ ગુણા ધીર ૨
તેણે ગુર્જરીમાં રચ્યો કીર્તિમેર ચોહવાણ,
અનુપમ વીરચરિત્ર ને ખરી જ રસની ખાણ. ૩
એકજાતિ કવિ કાવ્ય આ વીરરસે ઝકઝોળ,
પ્રસાદમય, માધુર્યમય, ઓજોમય અણતોલ, ૪
રસ દ્રવતી ભપકાભરી સરળ પ્રૌઢ પણ તેવી,
અમી ઝરતા અતિ મીઠી, વાની કોમળ એવી ૫
શુભ મર્મભરી ગિરા, પ્રબળ દેશ અભિમાન,
મધુરી ને મનમોહની ગુર્જરી વર્ણો ગુણવાન ૬
દેશ, ધર્મ, નિજ જાતનું જો મન માણો માન,
સુખ્યો ચઢ્યો ઇતિહાસ, તો કરો પદ્મપદ પાન ૭
ગરવી ગુર્જરીનું અમી ચાખે સકળ સમાજ,
ચાહી ચાલું બોલીમાં પદ્યબંધ કરું આજ ૮
રસલ્હાણી લીજિયે રસિક દેરાસરી જે લ્હાય '
જય જય ગુર્જરી માત ' જય પદ્મનાભ કવિરાય ૯

# કાહ્નડદે પ્રબંધ.

( અનુવાદ )

---

## ખંડ પહેલો.

દોહરા

ગૌરીનન્દન વંદન ભારતી ચરણકમળે
સરસ બંધ પ્રાકૃત કરું, મતિ મુજ આવું ઉજળે ૧
આદિપુરુષ અનંતાગ ધર, જાદવકુળ જયવન્ત,
કીધ નિકંદન અસુરકુળ તે પ્રણમું શ્રીકાન્ત. ૨
જમના જળ ઝંપાવિયું, નાથ્યો કાળિ ભુજંગ,
તે હરિ વંદન આદિયે જેથી પામ મન રંગ ૩
પદ્મનાભ પંડિત સુકવિ વાણિ વચન સુરંગ,
કીર્તિ સોનગિરા તણી તેણે કહી સુચંગ ૪
જગજાહેર ઝાલોરમાં સામતસિંહ સુત જેહ
તેહ તણા ગુણગ્રામની કીર્તિ કહું ધરી નેહ ૫
નવકોટી નામે ક મારવાડનો દેશ,
ધન કણ સાકોને ત્યહાં વપુ જિનબાપ સુરેશ ૬
વિખ્યાતા કનકાચળે મુનિ જાબાલિ ઠામ,
તે પાસે ઝાલોર ગઢ, જગ જાણીતું નામ ૭
કુળ કીર્તિ પર્વે ઘણી, વંશ વિશુદ્ધ વખાણું
રાજદ્રુમ રળિયામણા સોનગિરા ચહુઆણ ૮
અનખત એવી કાહ્નનર જેવી ઇન્દ્રનર રિધ,
રાત દિવસ વાસો વસે રાજભવન નવ નિધ ૯

પ્રીતિ સહોદર શુ ઘણી માધવદે મતિમન્ત.
કુવર વીરમદે વળી જાણે જગ જયવન્ત ૧૦
રાજનીતિ જાણે ઘણી, રૂપ સુહાવે અંગ,
રાજ કરે નિજ સ્થાનકે ચહુઆણુ નવરંગ ૧૧
હઠ કીધી સુલ્તાનશુ, અહીં તે કથા સંબન્ધ,
ગુણ ચહુઆણુ હુ અવનિતળ વરણું પ્રાકૃતબન્ધ ૧૨

### ચોપાઈની ચાલ

ગુર્જર ગાદીએ તે કાળ સારંગદે હતો મહીપાળ,
×મન્ત્રીજો તેનો બળવંત કરણદેવ યુવરાજ ભણુત ૧૩
તેણે માધવ બ્રહ્મ દૂભવ્યો, વિગ્રહ તેમાથી ઉદ્ભવ્યો
રૂઠ્યો તેથી વડો પ્રધાન, કરી પ્રતિજ્ઞા નીમ્યૂ ધાન ૧૪
"તરકાણૂ હુ આણૂ અરૂ, તો જ ધાન અહિંનૂ મુખ ધરૂ"
માધવ મહેતે કર્યો અધર્મ, નવ છૂટે પૂરવના કર્મ. ૧૫
શાલિગ્રામ જ્યાહા પૂજાય, જ્યાહા હરિનૂ નામ જપાય,
જે ભૂમિમા જાગ કરાય, જ્યાહા બ્રાહ્મણને દાન અપાય, ૧૬
જ્યા પિંપળ તુલસી પૂજાય, વેદ પુરાણ ધરમ બૂજાય,
જે દેશે સહુ તિરથ જાય, સ્મૃતિ પુરાણને ગાય મનાય, ૧૭
નવખડે અપકીરતિ લહી, મ્લેચ્છ માધવે આણ્યા તહીં

ચાલ્યો માધવ દિલ્હી ભણી, ભેટ અપૂર્વ લીધી ઘણી ૧૮
વિકટ પથ ઓળગી દેશ, જોગણીનગરે કર્યો પ્રવેશ
પહેલા જઈ મળ્યો દિવાન તેની વાત સુણી સુલ્તાન ૧૯

× મન્ત્રીજઢ તેહનુ બળવન્ત કરણદેવ યુવરાજ ભગત. દ્વિતીય પાઠ અર્થના સ્પષ્ટીકરણ સારૂ ઉમેર્યો છે

ભડ અલાઉદ્દીન સુલતાન બહુ દેશી વરતાવી આણ.
ભેટ ઘણા હયની ત્યાં ધરી, અર્જ અમીર ઉમરાવે કરી. ૨૦
નિઘા કરો આલમના સ્વામ ! ભડ માધવ આ ભરે સલામ.
પરદેશી છે વડો પ્રધાન, જાણી માન દીધું સુલતાન. ૨૧
મ્હેર મલતાની પુછી વાત કહો જી કેવી છે ગુજરાત ?
કેવું કહાવે અણહિલપુર ? ખંભાયત, દીવ, માંગલુર ? ૨૨
કેવું ઝાલાવાડ ભાખ ? કેવું સોરઠ મહિમાવન ?
મુલક એહનો માલિક રાય, છે સાહસી સાંભળ્યા માય ૨૩
મન મુખ્ય સત્ય કહો પ્રધાન. એમ કહી અટક્યા સુલતાન
સુણીને શાહની એવી વાત, કુરનસ બજવી જોડી હાથ, ૨૪
કળકળીને દિલ, દુખિયે સાદ, માધવ બ્રહ્મ કરે ફરીઆદ
"ક્ષત્રિધર્મ એણે લોપિયો રાય કરણદે વહેલો થયો ૨૫
એનું અંગ ભર્યું અનુરાગ, નિત નિત મેરે છે વઢનાગ
ફરે ફિતાડે ખાંડે રાય, હરણી હરબડી નાસી જાય. ૨૬
મગ્ગુ ભરે ભોજનની વાર, પીરસનાર પીગ્મ દહ દ્વાર
રાયે પ્રથમ મને અવગણ્યો મારો નવર કેશવ હર્યો ૨૭
તેની ઘરણી રાખી ઘેર સહ્યો જાય ક્યમ અકરો કેર ?
જહાંપનાહ ! દો લશ્કર સંગ, જઈ ગુજરાત મચાવું જંગ ૨૮
ધરશી હિંદુને ઘણું રાન કહી માઉ કહ્યું કાનૂ ખાન
ખુનખાર ! ખુબ સમજે ખંડ ગુજરાત જોરે સર કરો " ૨૯
તત્ક્ષણ તૂઠ્યો અસપતિ રાય, તેને દીધ પચગ પસાય
દીધ ઉતારા પાણી ધાન, તે પછી તેડ્યા નિજ પરધાન. ૩૦
દીધ હુકમ, ઝાલોરે તણી ચહુઆણને પુછો જઈ.
રાજ્ય ભોગવો ભલી વિધ તમો, માત્ર માર્ગ ઘો દળને સમો ૩૧

એવી શાહની વાણી સુણી, ગયા પ્રધાન કાન્હડદે ભણી
પંચશાહની પેહેરામણી, જઈ ધરાવી નમને ધણી ૩૨
કહે પ્રધાન, 'ઉર ધારો રાય ' મારગ ભાખી તુરકાણુ જાય
બીજે દેશ દોલ્લતના ઘાટ, પાદશાહ માગે આ વાટ " ૩
રાય સભા સહ બોલે મર્મ. એ તો નહીં અમારો ધર્મ
ભાગે ગામ ઝાલે વળિ ખાન, અબળાઓના તોડે કાન ૩૪
દીએ બ્રાહ્મણ, ક્રમે ગાય, તેને વાટ ન આપે રાય "
વળ્યા પ્રધાન ન સીધ્યું કાજ હઈએ ઉપજી ઘણેરી લાજ ૩૫
વીનવિયા જઈને સુલતાન, "કાન્હડદે નવ માને આણ
રસે વાત ચડી," કહે પ્રધાન, સુણી નિશ્વાસ મુકો સુલ્તાન ૩૬

પવાડો

વાર કરો નહિ, કહે રાહમહમદ વિખ્યાતો સપરાણો
અલુખાન મળતો બેટો મહોલે અબતડી આણો ૩૭
ખાને કુરનસ આવી બજાવી, તેને દીધ ફરમાન
ગુજરાત પર લશ્કર પરઠ્યું, બીડું દીધ સુલ્તાન ૩૮
માધવ મહેતો સાથ મોકલ્યો પોસાતો પરધાન
મોટા મલિક મીર મેળાવે આપ્યા પોઝા ખાન ૩૯
કાન્હડદે ચહુઆણ વડેરો, અલાવદીન સુલ્તાન,
ગઢ ઝાલોર, ઘોર ત્યમ ઘેરો તેનૂ કરૂં બયાન ૪૦
સોરઠ, ગુજરાતે સોમઈયા વ્હારે વસમુ વેઠયુ
સુભટ નર રાયે લીધ ટક્કર, અલૂખાન દળ નેઠયુ ૪૧
ડહલી, દોર, સાખાન, સરાચા કટક તણા શણગાર,
ધડિયા જોજન સાઢ પલાણી પાડે પરઠ્યા બાર ૪૨

ઘણીક ધણુંવણું ચૂનરી કોટે રખારિયો અસ્વાર,
પહેલે દમકે સહૂ ચાલતા, ઘડી ન લાગે વાર. ૪૩
કાઠી, હાથી ને વળી હબસી બિહામણા બદ્માલ,
પાળા પળે પગવત, ભોઈ, કો'ર ન આવે પાર. ૪૪
મ્લેચ્છ સુભટની ટંક થઇ કટકે, લાખે લેખા થાય
બહિયાગ તરકાણે રાધ્યા ધાન ચાલતા ખાય ૪૫
મદમાતા મેગળ શણગાર્યો મહાવત પીઠે રાજે,
પાખર ને અંબાડી શોભે, વડા ઘણુઘણુ વાજે ૪૬
અંકુશને નહિ જરી લેખવે, એવા ગજ રોષાળ,
કરતા સરસહ સરવે ચાલે જાણે પર્વતમાળ. ૪૭
ઘોડા કેરી ફોજ જૂજવી, તેનો મળે ન પાર
ઉફરાટી વાટે ઉડી ચાલે ખાન તણા તોખાર ૪૮
બણુગા, ઢોલ, નફેરી વાગે, શિંગી ને નિશાણ,
જ્યા જયા ઝાઝા ખડ ને પાણી, ત્યા ત્યા દે મેલાણ ૪૯
કોદાળિયા પ્રથમથી ચાલી ઠીક કરે છે વાટ
આરહડે ણુ પ્રદાણા ભાગ્યા કીધ માધવે વાટ. ૫૦
આગળથી વન કેરા પશુઓ વાટે નાઠા જાય
વસમા થળ વશ કરતા ચહુદિશ દડવડ ધાડા ધાય. ૫૧
દીધી વાટ સમરસી રાવળ આવ્યા કટક બનાસ.
ખૂમાટા પહોતા ગુજરાતે, તત્ક્ષણ પડિયો ત્રાસ. ૫૨
પગરજ ઉડી થયુ અંધારૂ, ગમન ન સૂઝે ભાણ,

ચાલી દળ મોડાસે આવ્યા ઢમઢમિયા નિશાણ. ૫૩
ચઢી આવ્યા સુણી મ્લેચ્છ મુછાળા રણે ગજવટ કીધી.
બતડ ભણે, "સ્હામા થા લડશું" અમ આખડી લીધી. ૫૪

પૂંઠે પૂર્વજને બાહુ વિંટ્યું છેલ ભણે નવ છાડું.
અસપતિના દળ સ્હામો ચાલ્યો લેઈ ઉઘાડુ ખાડું ૫૫
બતડે, તુરક દેખી રણુથંભ્યા, ખસી પહેલ કરી હાથે
રોષે ચઢી રણપેરણ માડે, મારી માગ મુકાવે. ૫૬
ઘડી બે ચાર ઘણું દળ રોકી, વીર વાવરી લોહ,
તુર્ક, મુગલ, ફરકટિયાને શિર તૂટી પડયો સમોહ. ૫૭
દાટ વાળી દળ ફેરો પડતા બતડ વખાણ્યો ખાને
જય જયકાર થતે સરગાપુરી વિચર્યો ચઢી વિમાને ' ૫૮
ઝાલ્યા ખાન, ભાગ્યું મોડાસું, ગામ લગાડી લાય.
ઠામઠામ લુટાલુટ ચાલી દશ દિશ ધાડા ધાય. ૫૯

*ચઢ્યૂ કટક. ઢંઢોળ્યું ચિડોતર, ધાણુધાર, ડંડાવ્ય
આવ્યા ' ઉડી બૂમ ' સાભળી પાટણ દીધા દ્વાર ૬૦
દીધું લખત જઈ દરવાજે, સર્વ થયા ઝૂઝાર
માધવ મ્હેતો આગળ કીધો, જાણે માગ નિસાર. ૬૧
લીધું, લૂટ્યું પુર, ગઢ ઘેર્યો, સામા બાણ વછૂટે '
માધવ કહે, કરણ ' જા નાશી, શીદ મરે વણખૂટ્યે ' ૬૨
છીંડુ પાડી કરણદે નાઠો પાળી પળાએ રાણી,
નવા દાભ કાટા પગ ખૂચે ન રહી પીવા પાણી ૬૩
પાપવૃક્ષ કેના ફળિયા જો કરણ તું નિસ્સંદેહ '
વિણ્યા બિલા, બોર, હિંગોરા માધવના ફળ એહ ' ૬૪

---

* પુનાની એક પ્રતમા આ ટૂક વધારાની છે

ભાગ્યાં ચિડોતર ને કાનમ, બાવન ગામની હાર,
ખોખર ભાગ્યું છે ગુજરાતનું, કથને ન આવે પાર.

નાઠો કરણ, પછી ગઢ ભેળ્યો. ભર્યો લીધ બહાર.
હસ્તક કીધા હયશાળાના અલુખાને તોખાર ૬૫
થયું નથી, થાશે નહિ આવું, અણહિલપુર મોઝાર.
જે ઠામે દેરાસર હતું ત્યાં બાગો દે સેલાર ૬૬
અલુખાને પાટણગઢ જોયો, પછી કર્યું વખાણ.
અલ્લાવદીન પાદશાહ કેરી ત્યાં વરતાવી આણ. ૬૭

કટક ઊપડ્યા અસાઉલિ ભણી મેલ્યૂ ગઢમાં થાણું.
ગૂજરાતને હચમચાવીને કેર કરે તુરકાણું. ૬૮
અસાઉલિ, ધોળકુ, ખંભાયત, સૂરત, ને રાંદેર,
બીજાં નગર કેટલાં કહીએ ચાંપ્યું ચાંપાનેર ૬૯
હચમચાવિયાં અંદર સરવે, જોયાં સાયર પૂર,
સોનાં, રૂપાં અને સાવટૂ, લીધાં કાચ કપૂર ૭૦
મારે દેશ, ફરે ઘણી ફોજે, લૂટે છે વળિ ખાન,
ઢોરઢાર વાળે, જોરાવર ઝાલે ઝાઝાં બાન. ૭૧
એમ લૂટ કરી ગુજરાતે સહુ સાભરી લીધુ.
દઇને ડંકો, સોમઇયા ભણી ખાને પ્રયાણુ કીધુ ૭૨

સોરઠમાં મંગળપુર, મહુવા, વળી ઊના ને દાઠા,
પડ્યો ત્રાસ, નિશાણુ ધ્રસુક્યાં, લોક દશે દિશ નાઠા ૭૩
રાખી જીવ દીવમાં પેઠા, વરતે હાલ કલ્લોલ
દેવ ! તુરકને હાથ ન પાડીશ. ધાલ ભલે ધરબોળ. ૭૪
હૈયુ ફાટે કોલાહલ સુણી, દીસે ધૂમ્ર વરાળ
ભૂંગળાં પડે, શિંગી વાગે, જાણે કોપ્યો કાળ. ૭૫

દરાખ, ખારેક, શ્રીફળ લીંબા, કેરજી ને બીજોરાં,
વાઢ શેરડી કેરા મીઠા, વાડીના લીલેરા, ૭૬
આદુ, સુરણ ને પડોળા, વળી પોસાતા પાન,
જબગાઇએ કટકે લઈ આવે કોઇ ન ખાએ ધાન. ૭૭
નાસે, ભાગે સહુ સોરઠમા, ભર્યો દેશ લૂટાય '
ધોરી નગર ધડોધડ ભાજે સામુ કોઇ ન થાય ૭૮
કીધી કૂચ, કટક ઉપડિયા, બહુ નિશાણ વજડાવ્યા
નાળી દેવટ દેન તણું, દળ દેવપાટણે આવ્યા ૭૯

પાદર બાગો દીધી, કીધા નવા તમુઓ ઉભા.
ઘોડાઓની કરી પાયગા, તરુ થડ મેગળ થભ્યા ૮૦
દરવાજા દીધા, ગઢ ઘેર્યો, ઝાઝુ જાણવી જોર
તેણે કરી પુરપાયક લાયક આવ્યા તોરે ઓર ૮૧
પાદર આવી જગ જગાવી ને ચોપટ ધા લીધા '
સોરઠીઆ નગ રાણાએ પાયપૂડ નવ દીધા ' ૮૨
વાગા, વાજા, જોડ, જેડવા, ચૂડાસમા ચઢી આવ્યા.
વાહી સૈન્ય સમુદ્ર ઉલ્લટ્યો, તેણે હિંદુ દબાવ્યા ૮૩
કાજે ગજરાજે પાખરિયા, ખડ્ગ ત્રુ મળ બાંધ્યા
વિટ્યુ પુર, હણહણિયા ઘોડા, પછી દરવાજે વાધ્યા ૮૪
ઓસરિયા પાદરથી રાણા ગય ન ફાવી દાવે
દીધા દ્વાર. કાંકરી ચઢિયા તુરકો માગ મુકાવે ૮૫
કટક તડૂક્યા, ઢાલ ધ્રમુક્યા, થરથર ધરતી કાપી
નાઠયા સુંઢાળા રોગાળા તુરક ચઢયા ગઢ ચાપી ૮૬
પાડી કોટ દરવાજા ભાગ્યા પડી દેવપાટણે બેગ.
પ્રભાસ આવ્યુ ખાન અસવારે લૂટ્યુ લક્ષ મેગ. ૮૭

સોમનાથને પ્રાસાદે મળી, સ્નાન કરી સહુ રાય,
તુલસી શિર ધરી, નફર પરસી, કરી સમર્પણ હાય ૮૮
દેવ નમ્યા ચોરાશી માટ સહુનો થયો પડાવ.
હાક વાગી તત્તકાર્યા હાથી, દીધા ચોપટ ધાવ ૮૯
રણઘેલા દઈ દોટ ઉછળતા રણ ચંડી સામા ચાલ્યા
હરકટિયા હબસીએ ચોગરદમ ફરી કુંડે ઘાલ્યા ૯૦
રોપાળા રાણે દિન બીજે રગડી નાદ ઉનાર્યો.
અનરથનું મૂળ માધવ મહેતો, તેને રણમા માર્યો ૯૧
કેમ ગોરી પકડે રાજુને? જમ્મર જોર ન માય,
મગડી, મર્દી મુગલ માકડા, પડયા પછી રણમાય ૯૨
જે ફળ નહિ જાગે, નહિ તીર્થે, બહુ દાને ત્રણ લોકે,
સોમનાથને પારે પડતા તે પહોતા સુર લોકે. ૯૩
દેવ મદિરે ભેળ પડી ને તોડયા કુચી તાળા
હલહલ કરી પ્રાસાદે પેઠા, લીધ ઢાલ ત્રંબાળા ૯૪
ચઢયા શિખર આરહડા અસુરો, વાણે વાળે ઘાણ,
બાજુની પુતળિઓ ભાગી, પટમા પડે પહાણ. ૯૫
સાધે સાધા કરી જૂજવા, બોય પાડવા લાગ્યા
ઘુમટ માહિના હાથી ઘોડા ઘાચુ ઘણેરે ભાગ્યા ૯૬
ઘાલી લાગમા સાગ લોહની, કરતા જોર અમાપે,
હલહલ કરી, બે બાજુ વળગી, થાપિત મૂર્તિ ઉથાપે ૯૭

વરવી વાત વરતવા લાગી 'કળિજુગ કરે વિલાસ'
પૂજિત કેઈ પીઠ મેલીને દેવ ગયા કૈલાસ' ૯૮
ખાને મુખ ફરમાન કર્યૂં કે, બસે રહે મઠ સૂનો,
મૂરતિ એ દિલ્હી લઈ ચાલો, ત્યા જઈ કરશુ ચૂનો ૯૯

લોઢા કેરી પાટ અણાવી, વળી મગાવી ગાડા,<br>
સોમનાથનું બાણ ચઢાવો આડા ઓઢવી આડા. ૧૦૦<br>
કાળાભૂત ભોઇ તેડાવ્યા, ગાડે લિઙ્ગ ચઢાવ્યું,<br>
આગળ જોડી બહુ ત્રેલીઆ, દિલ્હી ભણી ચલાવ્યું. ૧૦૧<br>
આગળ રુદ્ર ! ઘણે કોપાનળ દૈત્ય સરવ તેં બાળ્યા !<br>
પુણ્ય પૃથ્વિમા તેં વરતાવ્યુ દેવલોક ભય ટાળ્યા ૧૦૨<br>
બળિયો ત્રિપુરાસુર તે હણિયો, વા વેગે જેમ તૂલ.<br>
પદ્મનાભ પૂછે, સોમઇયા ! ક્યા ગયુ તારૂ ત્રિશૂળ ? ૧૦૩

નગરો કીધ તારાજ, ઉજાડયો મુલ્ક, લગાડયા ગામ<br>
કીધો કાગારોળ સોરઠે લૂટી વસ્તી તમામ. ૧૦૪<br>
બાન બ્રહ્મ, બાળક ને અબળા સુદ્ધા વરણુ અઢારે<br>
સાહી સાકળ્યા આળી વાધરે ગણુતા નાવે પારે ૧૦૫<br>
બદી સરવ ચલાવ્યા સાથે તુરકો થયા વિદાય.<br>
ખાન ગાજતે નિશાણુ ઉતર્યો સોરઠની સીમાય ૧૦૬<br>
આવે વાયુ સહ દાવાનળ ચાલે કવણુ ઉપાય ?<br>
તુરકો તે વિધ તરવરી વાધે, શી રીતે ઉગરાય ? ૧૦૭<br>
જૂનોગઢ ગિરનાર ઉખેડી, કચ્છની ભૂમિ ચાંપે<br>
ડગવે કથ ને ગેડી, પારકર, ઠટ્ઠ, થરથર કાંપે ૧૦૮<br>
નિજ બળ નિરખીને અલુખાને આણ્યો ગર્વ અપાર.<br>
ટેવ્યો સીધો પથ, ન ટેવ્યા ખાકા મારૂ લગાર ! ૧૦૯<br>
પાદશાહ પૂંઠે નવ લેખ્યા વાટ કાહ્નડે નાપી<br>
રોષ રણો એ હઇએ વ્યાપી લેઉં સોનગિરિ ચાંપી ૧૧૦<br>
અલુખાને નવ પ્રીછ્યુ ઉરમા કે લાગ્યા છે પાપ.<br>
દરે દરે કાઇ ધો નવ નિસરે, નિકળે કઇક સાપ. ૧૧૧

તીના, તેજી તુરક તારની, બિરદ અડાબ બોલે
બણુગા, ઢોલ, નિશાણુ પ્રમુખે, ડગમગ ડુંગર ડોલે ૧૧૨
એમ કટક મરમા જઇ પહોચ્યા. ભલી જાયગા લીધી
માહોમાહી બેસીને મોટા મલિકે મસલત કીધી ૧૧૩
ફરી ફરત, ઝાલોર પાડવ્યા, કાન્હડ તરફ પ્રધાન
કહાવ્યું "હાવા મરદ થજો, ગઢ આવ્યા અલૂખાન. ૧૧૪
મારા દળની સામે ભડવા કોની છે તાકાત?
સોરઠને ગુજરાત ગાજી મે લીધ, જોઇ મુજ વાત? ૧૧૫
આવ સર્ફો થઇ, રોક નાકુ જો મરદ મુછાળો કહાવે,
દેવ તાહરો કેદ કર્યો મેં, છોડવ જોઉ હાવે ૧૧૬
ભેટ લઇ કા મળવા આવે. કા પુરુષારથ દાખે,
તો તો તુજ ભલપણ જાણીશું, નિજ પાણી તુ રાખે" ૧૧૭

તે જ દહાડે સ્વપ્નુ લાધ્યુ, કાન્હડદેને વહાણે,
પધારિયા ગગા ને ગૌરી નરપતિ નજરે નાણે ૧૧૮
રાજપાટ તુજને દીધ કોણે? કહાન કહે ઇશાને
કેદ કીધો સ્વામી ગોરીએ, કહે સુતો તું શાને? ૧૧૯
ગગા કહે, ઊઠ અજરામર! હજી વિમાસે કાય?
દેશ વિંધી તુજ, તુરક કેદ કરી, સોમનાથ લઇ જાય ૧૨૦
પ્રથમ બજાવી સેવ વિષ્ણુએ, અસુરથી રુદ્ર મુકાવી,
પછી વૈરોચનિયે સજી સેવા ભક્તિ વિશેષ જણાવી ૧૨૧
બે તરફી છાપો દઈ થા શિરમોર, વીર કર વ્હાર,
ચેત, ચેત, ગગા ને ગૌરી કહે, લગાડ ન વાર. ૧૨૨

### રાગ રામગ્રી

બે અબળા એનું ભણે, અનુરે અનભવ કીધ
ચૌદલોકના સ્વામીને જોતા બળવી લીધ ધ્રુપદ
વિલપે બે સતી રે, કીજે કઠણુ ભંગ
ઓછે નીરે જેમ માછલી વિરહ દહે અમ અંગ. વિ ૧૨૩
જે કો બંધન છોડવે, છોડે પાતક પૂર
સત્ય વચન અમ સાભળી, ઓ કાહ્નડદે ઉઠ વિ ૧૨૪
છોડવ સ્વામી અમ તણા, દઇ મોગલને દડ
લે કાહ્નડ કીરતિ ઘણી નામ રહે નવખડ વિ ૧૨૫

### પવાડો

ઉઠ્યો મોડી આળસ ભૂપતિ કીધો સ્વપ્ન વિચાર
સોમચદ્ર વ્યાસે કહ્યું, દીજે મ્લેચ્છ તણો સહાર ૧૨૬
સોમનાથની વ્હારે ચઢિયે, વળી છોડવિયે બાન.
અસપતિના દળથી તેવામા ગઢ આવ્યા પરધાન ૧૨૭

સભામાહિ જઇ રાયજી મળિયા દીધ આસન સન્માન
કહે પ્રધાન, કાહ્નડદે ' સુણીયે, કથન કહાવે ખાન ૧૨૮
"ભાગી દેશ સહુ દેવટ કર્યા, તું પણ બળ દાખવજે
ગઢ તળેટીએ તળાવ તટ આ ઉતર્યા આવી સમજજે" ૧૨૯
ભાખે રાજા, વીર આપબળ આપ મુખે ન વખાણે.
પુરુષારથ કરી પરખાવ્યે સહુ આપોઆપ પિછાણે ૧૩૦
અલૂખાનને જઇ જણાવજો, કરશુ અમે ચઢાઇ,
કહેશુ દળે ધાવ જાળવજો, દિવસ એક બે માહિ ૧૩૧

જઇ પ્રધાને ખાન વીનવ્યા, હિંદુ ન નમશે, નડશે
ખાન કહે, સહુ સજ્જ રહો એ આવી અચાનક પડશે ૧૩૨
દરમ્યાન સજી સજાઇ, ડંકા દઇ, બીજે દિન વહાણે
દડમજલે દળ અલૂખાનનુ પહોંચી ગયુ સિરાણે ૧૩૩
ખાઇ, લક્કડકોટ કર્યાં ચોગરદમ ન મળે માગ
ઘોડા, હાથી ન્હે પાખર્યા, કેમ લાગશે લાગ? ૧૩૪

જયંત દેવડા, લખણુ સેવડો, લૂણકરણુ તેડાવ્યા
સાંડુ ને સોભતુને ગયે લશ્કર ભણી ચલાવ્યા ૧૩૫
સરખે ઘોડે સાથ પાઠવ્યા સત્તાવીસ અસ્વાર
ઉગમાવ્યું, જાણી લવા જઇ, લશ્કર કેરો પાર ૧૩૬
પ્રધાન લશ્કરમા જઇ પહોંચ્યા, દીઠું દળ મેલાણુ,
નકિબે ચકના દ્વારપાળને માહી કીધું જાણુ ૧૩૭
'વગર મિસલે છૂટા પાડો," ખાન એમ ફરમાવે.
'પ્રધાન જે કાહ્નડદેના પછી મહેલ માંહ્યલે આવે" ૧૩૮
નોખું નોખું નિવાજ્યું ખાને તે સહુને ઇનામ,
સોનું, રૂપું અને સાનટ, બદલ્યા તેણી ઠામ ૧૩૯
એક કહે કાહ્નડદે પાખે અવર ન કરું પ્રણામ
ખાન બોલ્યો, લેઇ આવો આડી, ભલે ગરે ન સલામ ૧૪૦
ભેટ ધરી ઝાલોરી પ્રધાને પછી કુશળ કહ્યું ખાને,
"કાહ્નડ કને કટકની કેરીક વાતો થાય કહોને ૧૪૧
તમ સહ જો વળી અરજ નિવાજી રાખે તેમ ગુજારો."
કહે પ્રધાન "અરજી કહીં, કેવી? ખાનજી ' વાત વિચારો ૧૪૨
કદીએ અગ્નિ શીતલ થાએ, પશ્ચિમ ઉગે ભાણુ,
પણ શિર નાગાયણુ વણુ કેને કદી ન નમાવે કાહ્ન.' ૧૪૩

"ખાન ભણે કોણ કારણ આવ્યા ? કહો હોય તે કાજ"
કહે પ્રધાન 'રાજાની આજ્ઞા, કટક જોવૂ છે આજ" ૧૪૪
ખાને હુકમ કરી પખરાવ્યા તુરત બારગી ઘોડા
હાથી મહાવત સાથ સજાવ્યા, મુહોલે મલેક તેડ્યા ૧૪૫
બખ્યા તુરક, મુગલ, કરકટિયા કેરી લાગી હાર
પરવાને નખ્યા લસ્કરની ભાગી અપરપાર ૧૪૬
ખાને સાન કરી કે મુગલે પણછે પરઠી તીર,
તાણી, ગગને પંખિણી વિંધી, ન્યાળે મોટા મીર ' ૧૪૭
લખણ રાઉતે એક જ ઘાએ ખાડે સહીત મ્યાને,
પાડો ભેંશી કીધ બે કડકા ' વખાણ કરિયા ખાને ૧૪૮
પૂછે ખાન "કાહ્નડ ઘર કેટલા ત્હારા જેવા સગ ?"
સુણો લખણ કહે "જો છો તો છે ચોવીસ પગ" ૧૪૯
ત્રુઠ્યા ખાન, ન માગીશ કિંહ, પૂજ દેઉં હું પસાય
કહે પ્રધાન "રીઝ ન લીજે, લાજે કાહ્નડ રાય ૧૫૦
ખાન પુગાવો એક અમારી ફોજ ચોગરદમ જોઇશું
એક ગત વાના દેના મન વરમ રહ્યા એમ લહીશું" ૧૫૧
અનુખાને જણ સાથ મોકલ્યો, દખાડે મેલાણ

ઘોડા, હાથી, ઉંટ, પોઠિયા, ખચ્ચર પીઠ પલાણ ૧૫૨
મલિકોના પલીસર જુગ મુકામ સુભટો સાગ
દળ જોતામા દિવસ આથમ્યો, તો ય ન આવે પાર ૧૫૩
બંદીવાન ઘણા પીડાતા દીઠ પાડતા ગડ
દહાડે ખુલ્લા તડકે દાઝ, રાતે વાગે ટહાડ ૧૫૪
થાન વછોડ્યા બાળક રોતા, મૂર્તિમાન શુ દુખ '
તરસે ટળવળતું કોઇ નજરે, કોઇને લાગી ભૂખ ૧૫૫

કોઈ માદા, કોઇ ન શકે ફરી, કોઇ અડવાણુ, ઉઘાડા.
દાણા પાચ મળે નહિ ખાવા પગે કોઇને ફોલ્લા ૧૫૬
કર્યાં હાલરા કાઇ જૂજવા બાંધી વાઘરે આગે
કોઇ છોરૂ માબાપ વિખૂટા, જકડયા એક જ ગાળે ૧૫૭
વિજોગ કરીઓ, કરી જૂજવા નારી ને વળી નાહ.
બાળ વૃદ્ધ ટળવળતા દીઠા. કટક ઉછળે ધાહ. ૧૫૮
કોઇ કહે, પૂરવ જન્મે અમ કર્યું આચરણ કૂડુ,
તુર્ક પાસ દૈવે પાડયા ને વેર વાળીયુ પરૂ ૧૫૯
જૂઠી સાખો અમે પૂરી, કે કાઇ ચડાવ્યા આળ
અથવા જનની ઉછંગે રડતા થાન વછોડયા બાળ. ૧૬૦
ગાય તણા ગોચર શુ ભાગ્યા? કઇ લોપ્યા આઘાટ.
જંગલથી મધ અમે પાડિયા અથવા પાડી વાટ. ૧૬૧
કહ્યું કર્યું નહિ માતપિતાનું વેદ વચન શુ ઉથાપ્યા?
એકાદશી ન કીધ અમે શુ? ઋષિને દાન ન આપ્યા. ૧૬૨
કુળાચાર શુ અમે લોપિયા? ઓળાવાડો કીધ
આવ્યા ઘેર અતિથિ નવ પૂજ્યા તરસ્યા નીર ન દીધ. ૧૬૩
કાઇ પરનારી ગમન આચર્યા કીધા પાતક પંચ
ખાધા ધાન અધારે રાત્રે છોડ દીધા વચ. ૧૬૪
ભર્યાં સરોવર પાળ ઉખાડી તરૂઓ દીધા ઘાવ.
વિનાશિયા શુ દેવમંદિરો? દેવ અરાડયા પાય ૧૬૫
લાખ, લૂણ, તલ વહોર્યાં, વેચ્યા. કન્યા વિક્રય કીધ
સૂર્ય, સોમ રાહુએ ગ્રસતા, મહાદાન શું લીધ? ૧૬૬
અમે કર્યાં વિશ્વાસઘાત શુ? દૂભ્યા કોઇ સુપાત્ર.
કે ધન પરના જૂઠી જોરે પોખ્યા પામર ગાત્ર. ૧૬૭

જન્મ લગી જેના ધન લીધા, તે સાથે સગ્રામ
જઇ, પોતાના પ્રાણ ઉગાર્યા, ભયમા તજીને સ્વામ ૧૬૮
શુ સ્વામીનો દ્રોહ કર્યો ? કે કીધા મદિરાપાન.
અજ્ઞાત શુ કીધ અમે ? કીધ કોને ગદીવાન ૧૬૯
અમે નીચનો સગ કર્યો શુ ? ચોર્યા કાપી સુવર્ણ.
શા પાપે કહો બધન પડી, આ રહ્યા તુરકને શરણ ? ૧૭૦
ભાવે કરીને દેવ ન પૂજ્યા જીવદયા નવ પાળી
કુમુક્ત કરેના વચન લોપિયા લીધી કાલ્હરો આણી ૧૭૧
સે પ્યા માલ અમે ઓળવિયા કંઇ છાના વિખ દીધા
કોઠની આશા ભગ કરી, કે ધન પરાણે લીધા ૧૭૨
સાત વ્યસન શુ અમે આચર્યા ? શુ ગુરુ નિંદા કીધી ?
અમે દીન પર દયા ન આણી લાચ અજુગતી લીધી ૧૭૩
એવા વચન ઘામણા બોલે, બે કર કૂટે આપ
કિયા જન્મના આણીવેળા આવી લાગ્યા પાપ ? ૧૭૪
કોઇ કહે છે, ભરુસો એવો, જરૂર છોડવે કાહ્ન
કટક ચઢાવ્યુ, મળિયા દળમા તેહ તણા પરધાન ૧૭૫
બહુ બહુ ઝૂરે ને વિમાસે, જન્મારે હવે આણે
જો કાહ્નડદે નહીં છોડવે, નક્કી ગયા તુરકાણે. ૧૭૬
આવી વાત સાભળી પ્રધાને, બાન પિડાતા દીઠા,
ફેરવિયા દાડીઆ કટકમા, વચન કહાવ્યા મીઠા. ૧૭૭
"મદદે દળને કરી એકઠુ કાહ્નડ જેવો આવે,
જેમ સૂર્ય ઉગે એ સાચુ સઘી બાન મેલાવે" ૧૭૮

કાહ્નડ આગળ ગયા પ્રધાનો ખાને ખબર કહાવી
"સજ્જ રહેજો, લઇશુ ધા અમ બે દિવસોમા આવી." ૧૭૯

જઇ પરધાને કાન્હડદેને કટક સ્વરૂપ જણાવ્યું
કહ્યું, પ્રભાસથી સોમનાથનું દિલ્હી લિંગ ચલાવ્યું. ૧૮૦
બખ્તરિયું દળ, હય ને હાથી, સૈનિકનો નહિ પાર.
સોરઠીઆ, ગુજરાતી માણસ ઝાલ્યા બાન અપાર. ૧૮૧
કરી પ્રતિજ્ઞા કાન્હડરાયે, "અવ તો જમશું ધાન,
મ્લેચ્છ મારી સોમઇયા સાથે જવ છોડવિયે બાન" ૧૮૨
લેખ લખાયા. હુકમ કરાયા ધરે દેશ ઉપલાણા
કરી તૈયારી, પહોર પાછલે તેડયા રજપુત રાણા ૧૮૩
રાજવંશ છત્રીસે મળિયા. ખાડા લાખ બે ચાર
એક એકથી અદકા બળિયા જે નવ પામે હાર ૧૮૪
પાણીપંથા, ખુરાસાણી ને કોઇ તુરકી તુરંગ,
સૂરપખા અને કયાયડા, કો લીલુડે રંગ ૧૮૫
પચવર્ણું પાખરિયા તેજી કકલોહ પલાણ્યું.
સોના તણા સાંકળા પાયે, હણહણિયા કેકાણ ૧૮૬
ખરીતળ ખૂંદે ધરતી બળથી, લેખવતા નહિ સાટ,
હૈત્રમણા, કેકાણ બારગિરિ, ચાલે ઉવટ વાટ ૧૮૭
સાત્ર લોહ પાખર ને ચામર ઘણી ઘુઘરી ઘમકે,
પાણી સમ રેલાતા ચાલે, નીચે ફૂમતા ફરકે ૧૮૮
બખ્તર, ટોપ, ગગાઉલિ, ખાડા, ભાલા, પટા, કટારી,
ખિંગિણી, ભાથા, ભલી તરવારો લે છે સારી સારી ૧૮૯
છત્રીશે ડંડાયુધ લીધા. પઢિયા પાક તે વાર.
કરજોડીને આશાપૂરીને રાયે કર્યો જુહાર ૧૯૦
પૂજા કરી ચંદન ને કુસુમે, સામંત પાગે લાગે
'જીતાડજે કાન્હડ, આશાપૂરી' કહી આશકા માગે ૧૯૧

* આ ટૂક પછી મૂળમાં ચટાઉલી છે. ચટાઉલી ગ્રંથની પાછળ જુદી આપી છે એને માટે જુઓ પરિશિષ્ટ.

આપી આશકા આશાપરીએ. ત્રબાળે દીધ ઘાય
ઢોલ ધ્રસકયા, ડુંગર કાપ્યા, ચઢિયો કાહ્નડરાય ૧૯૨
ઉપલાણે સાચરીયા સાહણ, વેગે પહોચ્યા ઘાટી
વાગ્યા રણતૂર, ધરા ધમધમી, તરવરી ગયા તળાટી. ૧૯૩
જયત દેવડો કરે વિનતિ, બીડુ કરો પસાય
રાય કાહ્નજી, આપ પ્રતાપે લેશુ અમે જઇ ઘાય ૧૯૪
બોલ પ્રમાણુ કરીને આજ્ઞા આપી કાહ્નડ રાય
બળથી પેસી અસુર દળ દળજો, રખે હસાગત થાય ૧૯૫

દઇ દદામા દળ ઉપડીઆ, જઇ વળ્યુ તુરકાણે
આવ્યા હેર, વાત જણાવી, "છે મેલાણુ સિરાણે ૧૯૬
લઇએ જઇને કેડ એમની, નહિ તો જાશે દૂર"
મળ્યા તારવ્યા તેજી પૂઠે, જઇ આથમતે સૂર ૧૯૭
સેં ચાલીશ મશાલ કરાવી, રણશિંગા વગડાવી,
કટક થયુ ઉગમણી પા, દીધ ઝાકઝમાળ બનાવી ૧૯૮
ત્રાગડ ઢોલ સાતસેં વાગે બિહામણા નિશાણુ.
મર્દ મુછો મરડે, દેખીને પડે ભીરૂના પ્રાણુ ૧૯૯
કરી બે ફોજ માલદે રાયે, ચાલ્યા પશ્ચિમ પાસે,
ભાગી કાઠગઢ પેઠા કટકે, ચોકીદારો નાસે. ૨૦૦
પડયુ ભગાણુ ખૂબારવ વર્ત્યો કીધી હિંદુએ હાક '
તુરક હિંગ્મૂઢ ઝબકી જાગ્યા, કાને પડિયા ધાક ' ૨૦૧
*બન્ને ગમ અજવાળા દેખી તુરકે છાડી છાક '
હિંગ્મૂઢ ઉઠયા, ત્યા દળપર તુટી પડીઓ બળકાક ' ૨૦૨

---

* આ તૂક ક્ષેપક લાગે છે. મ્લેચ્છે છાડી છાક શબ્દથી પુનરુક્ત અને છે હીંગ્મૂઢ તો પુનરુક્ત છે જ

ઊંચે હાથે ત્રાહ પોકારે, બોલાવે કિરતાર.
કેમે આણીવાર ઉગારો, કરો અમારી સાર ૨૦૩
જરહજીણુ લેવાયે અવળા, આગા, શિંગિણી, બાણુ.
ઉતાવળે મ્હેલાયે અવળા તેજી પૂઠ પલાણુ. ૨૦૪
કીધી ખબર ખાનજી આગળ, એવુ કહે ખવાસ,
"'ફરી વઢવા દળ હિંદુ આવ્યા' પડ્યો લશ્કરે ત્રાસ'" ૨૦૫
અલુખાને હાથી પખરાવ્યા સજાવિયા તોખાર.
હલહલ કરીને અજવાળા ભણી, સાચરીઆ અસ્વાર. ૨૦૬
ખબર પડે નહિ નિજ કે પરની. દોદશ હિંદુ આવે.
ભાગી મૂકો મ્લેચ્છ મારતા ખાંડાના ઘા ફાવે. ૨૦૭
તીખા તેજી ઉડવે રજપૂત ભલા વાવરે ભાલા.
માઝમ રાત્રે મ્લેચ્છ મારતા દોદિશ હિંદુ ભાળ્યા ૨૦૮
ધનુંષના ટંકારવ ગાજે તીણા તીર વછૂટે.
જરહજીણુ, આગા વિંધીને, અંગ સોસરા ફૂટે ૨૦૯
અંગે અંગ પડે અણિયાળે, બળથી પાખર ફોડે
તરવારોના સબળ ઘાવથી સાંધે સાંધા તોડે ૨૧૦
રણુ રજપુત વાવરે કટારી લોહ કટાકટ કુડે.
પાખરિયા તેજી તુરકોના તરવારોથી ગૂડે ૨૧૧
મલ્લતણી પેર બાથે આવે, જોરે વળગે ઝૂટે,
ગડદા, પાટુ, ખંભ વગાડે, મહા મારથી કૂટે. ૨૧૨
મહાવત હાથી પરથી પડતા, ભોંય પડી પગ ભાગે
વાઢ સુંઢ ને ઢાળે ઢાચા, ધરણી હલ્યા ડગ લાગે ૨૧૩
ભાગે હાથ, પડે રણુ માથા, ધગડાના ધડ ધાએ
આહોમાહ મારવા લાગે, વિગત કશી ન જણાએ. ૨૧૪

કસાઇવાડા વત રણુ લાગે. પગ મેલ્યો નવ જાય
લોહી કેરા પ્રવાહ ઉલટયા દીસે રણની માઝ ૨૧૫
દોર, સીરાચા મરડી પાડે ડહશીના અધાણ
ચર્મ વાઢી જુજવા ગાળાથી સહુ છોડાવ્યા બાન ૨૧૬
ઘોડા, હાથી, ઉંટ, પોઠીઆ સહુ ઉલાળી લીધા
સાદલ, સિંહ, મલિક બે મોટા કેદ જીવતા કીધા. ૨૧૭
અલુખાન એટલરો નાઠો, જે ભડ વીર ગણાય.
સીદી મલેક, ઉમ્મર મોટો તે પડિયો રણમાંય ૨૧૮
જે જહી તહીં નાસે, ન સુઝે દિશ. થયુ ખુમગણુ અપાર
પૂઠ પકડશે, હિંદુ મરશે, ઉગારે કિરતાર ૨૧૯
બીજે દિન રાયે રણ શોધ્યા દીઠા પડયા પલાણ
હાથી કેરી પાજરી ભાગી, ધરણી ઢળ્યા કેકાણ ૨૨૦
ખેડા, ખાડા પડયા જુજવા, ભાલા, ધનુષ, કટારી,
ભાગે ઠણુમે પડી તરવારો, મ્લેચ્છ માકડા મારી. ૨૨૧
રૂધિર માસનો કીચ કીધ ધડ પડિયા હારોહાર
સોમનાથ છોડાવી રાયે, પછી ધોઇ તરવાર ૨૨૨
છોડવીયા નવ લાખ બાન ને વર્ત્યો જેજેકાર
ધન્ય ધન્ય રાવળ કા'હ્નડદે' કાહ્ન તણો અવતાર' ૨૨૩

### ચોપાઇની ચાલ

ચહુઆણ કુળ પુણ્ય અપાર પુણ્યે મ્લેચ્છ કર્યા સંહાર
પુણ્ય વિચાર જન જાણે સહુ, એમ સક્ષેપે પ્રાકૃત કહું. ૨૨૪
પુણ્યે એક આરોગે પાન પુણ્યે ઘર સપજે નિધાન.
પુણ્યે હોય સકુળની નાર પુણ્યે તુરગમ બાંધે બાર. ૨૨૫

પુણ્યવનને સહુકો નમે પુણ્યહીણુ નગ ભૂલો ભમે
પુણ્યે રોગ ન આવે અગ પુણ્યે પુરૂષ રમે મન રગ ૨૨૬
પુણ્યે અગ ન આવે રીસ. પુણ્યે સહુ દીએ આશિષ.
પુણ્યે નહિ વહાલા વિજોગ પુણ્યે હોય સજન સયોગ. ૨૨૭
પુણ્યે પહેરે વાર ચીર પુણ્યે કુડડા હોય શરીર.
પુણ્યવતના દુઃકૃત ટળે પુણ્યવતને ચામર ઢળે ૨૨૮
પુણ્યવંત શિર છત્ર ધરાય પુણ્યવંત નવ પાળા જાય
પુણ્યે હાથી ઝૂલે બાર પુણ્યવત નવ પામે હાર ૨૨૯
પુણ્યે હોયે નવલા રગ. પુણ્યે સુણે બીન મરદગ
પુણ્યે સુવે તળાઈ ખાટ. પુણ્યે બોલે કીરતિ ભાટ. ૨૩૦
પુણ્યે ઘેર ન ખુટે ધાન પુણ્યે હોય પુત્ર સતાન
પુણ્યે કરી રાજા દે માન પુણ્યે અનુકુળ હોય પ્રધાન. ૨૩૧
પુણ્યે ધરીએ સોના સાર. પુણ્યે પ્હેરીએ મોતીહાર
પુણ્યે ભણીએ વિદ્યા ત્રણી. પુણ્યે હોય કીર્તિ ઉજળી. ૨૩૨
પુણ્યવત ઘેર ત્રણે વાર અષ્ટોત્તર શત મગળ સાર.
પુણ્યે સુખ નવ કુડુ ચવે. પુણ્યવત પૃથ્વી ભોગવે. ૨૩૩
પુણ્યે પુણ્ય કરે આદરે નિત્ય દીવાળી પુણ્યે કરે.
જે જે લાવ્યા વાનર વીર, પુણ્યે પથ્થર તરીઆ નીર. ૨૩૪
પુણ્યે અસભવિત સભવે, દાનવ રણુ રોળ્યા રાધવે.
કુડે ન સીધ્યુ કૌરવ કાજ, પુણ્યે પાડવ પામ્યા રાજ. ૨૩૫
પુણ્ય પ્રશસા પૃથ્વી કરી પદ્મનાભ પડિત વિસ્તરી
કાહ્નડદેને પુણ્યે કરી, જગ જય દીધો આશાપુરી. ૨૩૬

વળ્યા કટક આનધા સહુ કીરતિ બોલે બદી બહુ.
નગર ભણી સાચરિયા રાય. તત્ક્ષણ દીધ દદામે ઘાય. ૨૩૭

ભેટયા શિવ નવરાવી એવ, નગર ભણી પધરાવ્યા દેવ
કાહ્ન વિજયની વાતો સુણી, નગરે વધામણી દે ઘણી ૨૩૮
મદન ભેરી, ભૂગળ ભરહરે, વર્ણ અઢારે જય જય કરે
તરીઆ તોરણ સહુ ઝળહળે, ધ્વજા નગર માહિ ઉછળે ૨૩૯
ફળ્યા મનોરથ પહોચી આશ, ઠામ ઠામ લેવાએ રાસ
કરે નારીઓ લૂણ લૂછણા નગર માહિ માંડયા પેખણા ૨૪૦
નવા પાથરે મારગ ચીર. ફૂલ પગર, પીમળે અબીર
પદ્મનાભ કવિ એણીપેર ભણે, આવ્યા રાય નગર આપણે ૨૪૧
બીજા જે જે રાણા રાય, આપાપણે અવાસે જાય
નીર્યા ચારો, દીધા ખાણ, ઠાણે લઇ બાધ્યા કેકાણ ૨૪૨
સહુને હઇએ હરખ ન માય અંત પુર પધાર્યા રાય ૨૪૨॥

રાગ (ધવલ) ધન્યાશ્રી.

માડવે મળી સુવાસણી, સખી નવરંગ ઓઢણી ઘાટ કે ૨૪૩
જાવ સખી વધામણે, હૈડે હરખ ન માય કે જીત્યો સહી આચળી
હાર કંઠે કર એરખા, સખી નેપુર રણ ઝણકાર કે. જી ૨૪૪
લ્યો કર થાળ કનક તણા, સખી મોતીડે પૂરો ચોક કે. જી. ૨૪૫
તિલક કરો કુમકુમ તણા, સખી એ રંગે રાય વધાવો કે. જી ૨૪૬
અસુર દળી ઘેર આવીઓ સખી છોડવ્યા શકર બંધ કે જી ૨૪૭
કાહ્નડદે જીવો ઘણું, સખી બેલે માલદે વીર કે જી. ૨૪૮

ચોપાઇની ચાલ

આપી ભાતા ને પ્હેરણા, બાન વળાવ્યા પાછા ઘણા.
ઘણા માણસો વર્ણ અઢાર, પશુઓ કેરો ન લહું પાર. ૨૪૯

અગળા બ્રાહ્મણ આશિષ જપે, કાહ્ન કરોડો વરસો તપે.
સોમનાથ આરાધે કાહ્ન. નિત નિત પચામૃતથી સ્નાન ૨૫૦
પૂજાના સોળે ઉપચાર, કેસર, ચદન, તિલક, શૃગાર
નિત નિત નવનવી પૂજા હોય પ્રણમે ભક્તિ ભર્યા સહુ કોય ૨૫૧
નવખડે કીરતિ વિસ્તરી, વાત અસભવ કાહ્ને કરી
નરકપાત ઉગારે જેહ, મહા સંકટથી મુક્યા તેહ ૨૫૨
મૂર્ત્તિ પાચ એક લિઙ્ગથી, છૂટી તે જોડીની નથી
સોરઠ પધરાવ્યૂ એક લિઙ્ગ બીજુ વાગડમા તેહ સંગ. ૨૫૩
આબુ ઉપર થાનક ભલુ, ત્રીજુ લિઙ્ગ તહી મોકલ્યુ.
ચોથુ જાબાલિપુર માહ્ય, પ્રાસાદે પધરાવ્યું રાય ૨૫૪
દેવળ એક નિજ વાડી માહ્ય, એ વિધ પાચે લિઙ્ગ પુજાય
પાચ લિઙ્ગ આ પૂજા કરે, ગર્ભવાસ તે નવ અવતરે ૨૫૫
રોજ કરે ઓચ્છવ નવનવા, સત ન્યાયે લોકો પાળવા ૨૫૫½



## ખંડ ૨ જો.

---

### ચોપાઈની ચાલ

બીજા ખંડ તણો આરંભ, બોલે પદ્મનાભ કવિ બ્રહ્મ
× × × × × × ૧
જે જે તુરક નાશી ઉગર્યા, એક ઠામ જઈ જંગલ મળ્યા
કોઈ ઉઘાડા વસ્ત્ર વિહીન ભૂખે કરી કોઈ શરીરે ક્ષીણ ૨
કોઈ લથડતા લાગ્યે ઘાય કો ડોળીએ વલાયા જાય
કોઇ તણે મુખ ટોયે નીર. પગપાળા ઉમરાવ અમીર ૩
રાન રખડતા બહુ દિન થયા દીલ્હીનગર લજવાતા ગયા
અલૂખાન અધારૂ કરી, વસ્ત્ર એક મુખ આડુ ધરી, ૪
ધરી વેશ નવ ભાવે ભમે, નગર માંહી પેઠો એકલો
ખબર ખુવારી કેરી સુણી, ઠામ ઠામ રોયે તુરકણી. ૫
પીટે ટોળા પોળે પોળ રેને આસુ વર્ત્યે રોળ
કો ફાડે પહેરી સુથણી પગના નેપુર ભાગે ઘણી ૬
કો તોડે એકાવળ હાર કો ઉતારે સહુ શણગાર
લૂટયા અંદર શી દિન રૈણુ તોડે નાડા પીંખે વેણુ ૭
કોઇ ન જંપે પ્હોર ને ઘડી. કો આળોટે આડી પડી
વિખ થઇ પડિયા પાન ને ફુલ રૂવે કોઈ મોઘેરી મૂલ ૮
કોઇ તણા બંધવ ભરથાર, કોઇ તણા ફુટડા કુમાર,
કોઇ તણા મામા રણ રહ્યા, રણઘેલા જે રણમા ગયા ૯
કોઇ તણા માર્યો રણ બાપ અલૂખાનને દે સહુ શાપ
સાથે દહાડે ઉહી વાટ. નગરમાહી દેવાયા હાટ ૧૦
એકે વાત બીજાને કહી ઠેઠ પાદશાહ સુધી ગઇ.
જે જીવતા આવેલ નિદાન, તેને તેડી પૂછે સુલ્તાન ૧૧

આવો ભડ યોદ્ધો અલૂખાન હરવ્યો શીરીત કાન્હ ચહુઆણ?<br>
બોલી તુરક દામણે સૂર, અરજ ગુજારે શાહ હજૂર. ૧૨<br>
વચન સાભળો અસપતિ રાય' જે જે વીત્યુ લશ્કર માય.<br>
ખોજા ખપિયા, માર્યા ખાન, નવ લાખે છોડાવ્યા બાન. ૧૩<br>
થયા ખ્વાર મીર, ખાન, ખવાસ, મુલ્લા સૈયદ મુખ લીધા ઘાસ<br>
બાદા ગુલામને દરવાન, ઘાટ ઘડાઈ ગયો નિદાન ૧૪<br>
હણ્યા હબસી ખાડાની ધાર, મોગલ કેરો ન જડે પાર.<br>
ઉલાળી લીધ હાથી સહુ લુટી છોડવિયા તુરી બહુ ૧૫<br>
ઝૂટાવી લીધા હથિયાર. ખાન તણા લુંટયા બકાર<br>
જેહ ઉપરે શાહ મન હેજ, જહાપનાહના જે ભાણેજ, ૧૬<br>
સાદલ, સિંહ જે મલિકો બેય, બળથી કેદી કરિયા તેહ.<br>
દીઠું એવુ અમારે નેત્ર, સાદી મલિક પડયા રણક્ષેત્ર ૧૭<br>
બોલે બોલે કરે સલામ. કેટલા મલિક ન લહિયે નામ.<br>
સપે કરી ભડી રજપૂત, પોતાનું છોડાવ્યુ બૂત. ૧૮

સુણી વાત રણ વળિયો રોળ, શાહે મુખ તજ્યુ તબોળ<br>
સુલ્તાની ગજ ઘોડા જેહ લઇ લીધા કાન્હડદે તેહ ૧૯<br>
મીર મલિક માર્યા રણમાંય, વાત એવી દેશાવર જાય.<br>
મુખ સુલ્તાન ન કાઢે બ્હાર દીલ્હી શાહ ન ભરે દરબાર ૨૦<br>
અલૂખાને વણસાડયુ કાજ, કટક મરાવી આવ્યો આજ.<br>
આખી આલમ વાતો કરે, એબ લગાડી ખાને ખરે. ૨૧<br>
ભાખે શીખ મુખે દીવાન, દોઢીએ પગ દે નહિ ખાન.<br>
અલૂખાને વણસાડયુ કામ, પાદશાહનો લુણહરામ. ૨૨

× × × × × ×

અલૂખાનનો જાણી દોષ, પાદશાહ મન આણ્યો રોષ ૨૩

પવાડો

પાદશાહ મન વાત વિચારી, નાહર મલિક બોલાવ્યો
સાયેથો ભોજલો મહેલે, ખાડાધર તેડાવ્યો ૨૪
મસલત કરી આજ્ઞા આપી, લો નામીચા શૂર સાથે
મારવાડ પર જાઓ આપ્યા શાહે બીડા હાથે. ૨૫
મોટા મલિક સહૂ તેડાવ્યા. લશ્કર કર્યું સજાય
સોનગિરાશુ વિગ્રહ માડો, જઇ મરૂભૂમિ માય. ૨૬
પાણી ધાન ચલાવો સાથે. સોબત લેઇ અપાર,
આપ આપના મરાતબે લો સુભટ ભલા ભડનાર ૨૭
નામાંકિત ભડ, મેગળ માતા, દળ બળવતું લીધુ,
લીધુ સાથ ઘણું પેદળ વળિ, પ્રયાણુ વેગે કીધું ૨૮
છળ કળ કરી જઇને લેજો મારૂ રાજ્ય તપાસી.
પાદશાહ મુખ એવુ બોલે, રખે થાય વળિ હાસી. ૨૯
ફુટ પાડી જઇ કરશો ફતેહ, અમ આજ્ઞા પરમાણુ
નાહર મલિકે શિરે ચઢાવ્યુ શાહ તણું ફરમાન. ૩૦
હલહલ કરી કટક સામગ્રી, ભલુ મહૂરત લીધું.
કરી સલામ વાળ્યુ સહુ પાછુ, પછીથી પ્રયાણુ કીધું ૩૧
પાદશાહની આણુ ન માને, હઇએ બહુ ધુમરાય,
સામતસિંહ ચહુઆણુ રાયનો સુત, કાન્હડદે રાય. ૩૨
વસમો ગઢ ઝાલોર તણો, પણ બળથી લઇશુ મારી,
યા તળેટીએ ઘેરે સુઇશુ, પણ નાવીશુ હારી ૩૩
બોલે બોલ મલિક બળવના, હઠે ન કેમે લડતા
કીધી કુચ, ત્રંસક્યા ઢોલો, ને લશ્કર ઉપડંતા. ૩૪

ભાગ્યા ઝાડ, બીડ થયુ પાદર, કાદવ કીધું પાણી
ડુગર તણા શિખર જ્યમ ચાલે, ત્યમ હાથી સુલ્તાની. ૩૫
દેશ તુર્ક કેરાથી નિકળ્યા વાજતે નિશાણે
ઓળગી ગિરિ, વાટ, ઘાટ, કદર પહોચ્યા સમિયાણે ૩૬
રોષે ચમક્યો કાહ્નડ ભત્રિજ થાણુદાર તે થાણે.
સાતલ સિંહની પેઠે ગાજ્યો સબળ વીર સમિયાણે. ૩૭
તુરક દેશ આવ્યાનુ જાણ્યુ, બૂમેબૂમ સુણાય
કહે સાતલ જઈને કરૂ ભેટો ખેલુ ચોપટ ધાય ૩૮
જૂવે વાટ રાજા કાહ્નડદે, હજુ નગર કો નાવે
કટક ભણી જઈ વ્હારે ચઢીએ જો સાતલ તેડાવે ૩૯

ક્ષત્રિ કેરૂ તેજ અલૌકિક સાતલ કરે વિહાર,
ઠામ ઠામથી ચાલ્યા આવે મોટા જુઝણુહાર ૪૦
કરી તૈયારી સહુ સાચરિયા, પાખરિયા તોખાર,
જરહજીણુ, કોઠા, રંગાવલી, વળી લીધા હથિયાર ૪૧
નાહર મલિક તણે દળ મળિયા મડોહરિ સહુઆણુ.
થયુ જાણુ જે હિંદુ આવ્યા, ખળભળિયા મેલાણુ ૪૨
લડ્યા કટક, રણુવાદ્યો વાગે. ભાગે ખાડાધાર
સઈદળે સાતલસિંહ જીત્યો, માર્યા મ્લેચ્છ અપાર ૪૩
મલિક નાહર હઠિયો પાછો બની અસભવ વાત
તુરક તણા ઝૂટીને લીધા તેજી સ્હેં છ સાત ૪૪
મારી તુરકને અડધા કીધા, મચકોડ્યુ તુરકાણું
દોડી લઈ છોડવિયા હાથી, વળિયા વાતા વહાણું ૪૫
ઝાલોરે મોકલીઆ સઘળા તુરગમ ચઢી આપી
સાતલ જીત સુણી કાહ્નડને મન અતિ રતિ રહી વ્યાપી ૪૬

વળી મલિક ચાલીને આવ્યા' પેખો કર્યું અમારુ<br>
વીતેલુ એક વાર વિચારો, વળી કેમ છુ હાર ? ૪૭<br>
ગઢ સમિયાણે ઘેરો ઘાલ્યો. સાતલ ન કરે જાણ.<br>
બીજા રજપુતે તેડાવ્યા કાન્હડદે ચહુઆણ ૪૮

સવા લાખ ખાડાની સાથે, પાખરિયે કેકાણે,<br>
છડી સવારીએ ચઢી આવ્યા કાન્હડદે સમિયાણે ૪૯<br>
એક તરફ કિનરીઓ સાતલ ઝાઝુ લશ્કર લઇને,<br>
બીજી બાજુ કાન્હડદેનુ વળગ્યુ કટક જઇને ૫૦<br>
બે દળ બે ગમ ગયા માગવા મલિક વચ્ચે સહુ લીધા<br>
જોર પર આવી મલિક પર સામા મોઘે હલ્લા કીધા ૫૧<br>
સબળ ધનુષ ટંકારવ ગાજે, સામા આવે તીર,<br>
લોહ ઉડે જ્યમ વિજળી ઝબૂકે, લડે મહોટા મીર ૫૨<br>
બે બાજુ બળવતા હિંદુ દેતા સરખો માર,<br>
બીજા મલિક કેટલા કહીએ ? માર્યો મલિક નહાર ૫૩<br>
ગજાઓમા બહુ બળવતો, સીંધળકુળ સપરાણ,<br>
ભયો બીડી સ્હામે ગણ ચાલી સુભટે છાડચો પ્રાણ ૫૪<br>
આજ લગી સૌકો જાણતા જંગી જુદ્ધ જેહ,<br>
સુભટ ભોજલો—ભડ ખાડાધર—મુઓ રણાંગણ તેહ. ૫૫<br>
જીત તણા ડંકા વાગ્યા ને મીર મલિક સહુ માર્યા<br>
દળ દળી વાળી કાન્હ રાયજી, પછી ઝાલોર પધાર્યા. ૫૬<br>
દીલ્લી સાહિયે વાવડ દીધા, "સુભટ બેઉ બહુ બળિયા,<br>
ખાડાધર ભોજલ ને નાહર સમરાંગણમા ઢળિયા." ૫૭<br>
એવી વાત સુણી સુલ્તાને કે જીત્યો ચહુઆણ,<br>
વીતક મલિકને બહુ વીતી અલૂખાન પરમાણ ૫૮

વાર વાર નિજ હાર સાભળી તત્ક્ષણ થઈ હેરાન,
"ક્યા બલાઇ ઉઠી તુરકાણે" એમ કહે સુલ્તાન. 	૫૯
ખાનજહાન, મલિક અમાદલ, મલિક નેબ તે વાર
મલિક કમાલુદ્દીન તેડાવ્યા, મહેલે સુભટો ચાર 	૬૦
માળ ચોકીએ મસલત સારૂ વાતો કરવા લાગ્યા,
જે જે મલિક કટક લઇ ચઢિયા તે ચહુઆણે કાપ્યા 	૬૧

પાદશાહ મુછે વળ ઘાલી, ભાખે રાખી મામ
"જે કો મારી આણ ન માને તેનો હેકુ ઠામ 	૬૨
કનોજ, ગાજણું, ગૌડ, ચૌથ, મેં મહારાષ્ટ્ર વશ કીધ
લાટદેશ ને સિંધુ સવાલખ, ગુર્જર, સોરઠ લીધ 	૬૩
મેં લીધા માળવ, ચડેરી, મારવ, સારંગપુર,
રણથંભોર, ચિતોડ ભલો ગઢ, વળી લીધ નાગોર 	૬૪
જ્વાનપુર, મથુરા પૂરવમા, વળી તે અતરવેદી,
ડીસા, કાકપુર, અને ભોજપુર, ભજો લીધ દળ ભેદી 	૬૫
દળ સહ સાગર સુધી પર્યે, ગયો હુ પૂરવ માય.
હિંદુ રાજ ભગાવ્યા, ઘર તજવ્યા, થાણા થાપ્યા ત્યાય 	૬૬
હિંદુસ્થાન, પાડચના ગઢ્યો, વળી જાળધર લીધ
કાશ્મિર, કામરૂ ને હિમાચળ, શિખર લગી વશ કીધ. 	૬૭
ખુરાસાન મેં ખરી તળ ખૂંદયુ બળથી લીધ નિદાન
મેં મારી મોગલ દળ તોડયા. લીધા ઉચ, મુલ્તાન 	૬૮
ચીન, જુનાન, કંદુર દેશપતિ દિલ્લી ઓળગ આવે
દ્વારસમુદ્ર સુધી જઇ મડયા જોરતણી આમ લાવે. 	૬૯
કલવરંગૂ ને આનાગુડી, એકંગ, દેશ તિલંગ,
વહોરે નાગરવેલી, સોતું, વરે વાણી જ્યાં ચંગ. 	૭૦

એવી વસમી ભૂ મેં ચાપી ખાડાધારે લીધી.
રામદેવ–દેવગિરિ રાજા–તેણે બેટી દીધી. ૭૧
ઝાઝા વમળો ભરિયા દરિયા ભીતર વસમો બેટ,
સિંધલદ્વીપ તણો જે રાજા કરે હાથીની ભેટ ૭૨
કુચ, કલહથ ને જાવાબંદર, હોરમજ વસમાં ઠામ,
અમ ઘેર ત્યાંની નિપજો આવે, અમને ભરે સલામ. ૭૩
સેતુબંધ રામેશ્વર સુણિયે બાંધી વાનર પાજ,
અમલદાર રહે, આણો વર્તે ત્યાં, અમ એવું રાજ, ૭૪
ભરતખંડ ભડ વીર હું, મેં લીધ ગઢ વસમા સુદ્દામ,
સુણીએ ગઢ ઝાલોર વિષમ છે, ચહુઆણોનો ઠામ. ૭૫
આગળ વાર બે ચાર હરાવ્યા, તુરક ન ફાવ્યો લાગ.
નાગમ આવી મોટા ગજામાં મને હવો વિરાગ ૭૬
ઝાલોરે આ વાર જઈને બનાવીએ અમ તેજ,
બળથી સોનગિરો જીતીએ કે તજીએ આયુધને જ ” ૭૭

કરી પ્રતિજ્ઞા એવી શાહે અને દીધ ફરમાન.
ખાન તેડાવો પાટણથી એમ બોલે છે સુલ્તાન ૭૮
તેડી કાસદ છડી સવારીએ પાટણ ભણી ચલાવ્યો.
નગર બહાર સૂબાએ આવી શિરપર હુકમ ચઢાવ્યો ૭૯
વાંચ્યો હુકમ. કરી તૈયારી તેડાવ્યા સોનાર
કાર કડેરા સહ સુદૃઢ કીધ સોનાનું આગાર ૮૦
બાવન મણ નાનાનું બનિયું ખાને સાથે લીધું.
દિલ્લી નગરે જઈને ભલી વિધ ભેટ શાહને કીધું ૮૧
વણ પલાણ્યા ધાયા ચોતરશ પાદશાહ ફરમાને,
રાણા, રાય, મલિક ને મડધા તેડી આણ્યા ખાને ૮૨

ડેરડેરથી સહુ દળ આવ્યું ચઢી ચાલ્યો સુલ્તાન.
જ્યહા પડાવ કરે ત્યા રોકે સાત કોસ મેલાણુ. ૮૩
ગજ હજાર બે ચાર પાખર્યા, ઘંટા ઘૂઘરમાળ,
પાય સાકળા ખળકા કરતા, કુભસ્થળ સુવિશાળ. ૮૪
શ્રાવણ માસે ચઢિયા દીસે જેવા કાળા મેહ,
ગજવર ઠાઠ ચાલતા દીસે જોતા નાવે છેહ ૮૫
શાલિહોત્ર જેહની કસોટી તેવા કોટિ કેકાણ.
ગઢ ઝાલોર ભણી સાચરિયા સહુ દળ સહ સુલ્તાન ૮૬
મ્હેર, ભોઈ અને ઢાઢિયા ચાલે લ્હાર, કમાણી,
ચાર હજાર સાથે સાચરિયા વહે પખાલે પાણી. ૮૭
ત્રીસ હજાર વાણીઆ કટકિયા સાથે વસ્તુ ચલાવે
ગાડે ચઢી ચાલંતી ઘાણી, ઘાચી ફેરવ્યા આવે. ૮૮
મોચી, ધાચા ને સથવારા, સાથે ચાલે માળી.
દરજી, બાબર, ઓડ ચાલીઆ. ચાર હજાર તબોળી. ૮૯
કાવડિયા હાર લઈ ચાલે, ભાઠી વહે ખમાર.
સહસ્ર પાચ ચાલે ભઠિયારા વાટ ઘડા લોહાર. ૯૦
સહુ સલાટ સાચરિયા સાથે ચૂનો વહે ચૂનારા
ચાલે વહોરા કાગળકૂટા હીર તણા તૂનારા ૯૧
ચાર લાખ વેપારી ચાલ્યા બાર લાખ ઓળગાણા
કરકટિયા, હબસી, બાણધર, દ્દરસીધર સપરાણા ૯૨
દળ ચાલતા ધરણી કપે શેષ ન ઝીલે ભાર.
સાયર કેરા પૂર ઉલટિયા જાણે રેલણહાર. ૯૩
ભણુગા, ઢોલ, નફેરી વાગે સાથે સહસ્ર અઢાર.
જંગડ ઢોલ, નિશાણ ધ્રસકે, સુણિયે જોજન બાર. ૯૪

પડયો દેશ ભડ વીર તુરકને ત્રાસે. દોદશ નાઠા.
ઘણા દિવસ દળ મારગ ચાલી, મારવાડમા પેઠા ૯૫
ઝાઝા નીર સરોવર મોટા વળી છે સુદર ઠામ
પહેલા દળ સમિયાણે આવ્યા, પાદર કર્યો મુકામ. ૯૬
અસપતિ રાય મુખ બોલે એવુ "બળકટ આ ગઢ લઇએ,
ભેળ પાડી, મેલીને થાણુ, પછી ઝાલોરે જઇએ " ૯૭
લોક સહુ નાશી ગઢ ચઢિયા. તળેટી તુકે રૂંધી
ગઢપરતુ રહેઠાણુ વારૂ બહુ. ભલી તૈયારી કીધી ૯૮

સાઠ વરસ વાવરતા પહોચે અન્ન તણા કોઠાર
સમિયાણે સાતલ બહુ બળિયો, માહી ભલા લડનાર. ૯૯
મઠ ને સૂકા ઘાસ, ચણા વળી પૂળા કડબ અપાર,
સાતલની ઘોડારે બાધ્યા, હય રહે પાચ હજાર ૧૦૦
બળતણ, લૂણ વરસ સો પહોચે ઉપર ભલી સજાઇ
સાજ સવાર બપોરે પાડે સાદ, ગર્જે રૂધાઇ ૧૦૧
પાણી ભર્યું સરોવર ઉપર, નીરે નહીં લગાર,
આકાશેથી મેઘ ઉલેચે, તો ય ન આવે પાર. ૧૦૨
ગિરિ ઉપર ગઢ વસમી જગાએ વસમા પોળ પ્રાકાર
ઉંચા કોઠા, ઘણી બારીઓ, વળી બહુ વસમો માર ૧૦૩
ચઢી ત્રિકળશે સાતલ જોયુ દીઠુ દળ સુલ્તાની.
ગઢ તળેટીએ સરવર પાળે હાથી બાધ્યા આણી. ૧૦૪
ઠામ ઠામ સાબાન, સરાચા, ડહલી ને એકચોઇ,
ટોડે ટોડે હયની સોઇ સાતલદેવે જોઇ ૧૦૫
પદ્વીસર બહુ ઉંચા નેજા જોતા પાર ન લાધે.
સેના જોઇ સાતલને મનડે ઝાઝૂ અચરજ વાધે. ૧૦૬

સૈન્ય તણી સામગ્રી દીઠી. સાતલ કરે વખાણ
ધન્ય, ધન્ય, દિન આજ અમારો કે આવ્યા સુલ્તાન ૧૦૭
કોઠે કોઠે કર્યા રખોપા, મોટા ગડા ચઢાવ્યા
ચોપાસે ચહુઆણે ભીંતે ભલા યન્ત્ર મડાવ્યા ૧૦૮
નિકટ ઉતાવળી ઢીકલી ઉપર સજ્જ કરી મડાવી.
આપ આપણે ઠામ રહે નિત ગતે ચોકી આવી ૧૦૯
રતોવાઇએ વળગે હિંદુ, રાતે ફેનરી આવે.
દહાડે દહાડે કરે હમલા, આવે ચોપટ ધાએ ૧૧૦
નિત નિત ગઢ સમિપે ચઢી આવે સહુ દળ સહ સુલ્તાન
નિત લડના રોપાળા રજપુત, વળી સાતલ ચહુઆણ ૧૧૧
હિંદુ તુરક પંડ ઝાઝેરા. નિત નિત જુદ્ધો જામે
સપીને નિત કરે ધસારા, રૂડી માને સગ્રામે ૧૧૨
વાનર પેઠે ફાળ કોઇ, કોઇ ધાઇ કોટ ચઢી જાવે
માઝમ રાતે કોકમાણ ગઢથી દળ હમહમ આવે ૧૧૩
ઢિકલી થકી ઉપરથી ઢાળે ગડ રડતા તે છૂટે,
હાથી ઘોડુ આડુ આવે તરત મર્ન વણુ ખૂટચે ૧૧૪
જાળવતા એ પેર હિંદુ ગઢ હડે ચઢ્યો સુલ્તાન.
સાત વરસ લગી ઘેરો રાખ્યો, છડાવ્યો ચહુઆણ. ૧૧૫

ગઢ ઉપર નિત થાય પેખણા, સુણાય બીન મૃદંગ,
નિત ઓચ્છવ, નિત નર્તકી નાચે, નિત્ય નવનવા રંગ. ૧૧૬
ચઢી ત્રિકળસે સાંતલ બેસે, ચોપા ચામર ઢાળે.
કટક માહી સિંહાસન બેઠા, પાદશાહ નિહાળે. ૧૧૭
શાહ કહે છે, સાદ પડાવી, તિરંદાજ બોલાવી,
જે ભાગે ગઢનો જલસો, લે મુખ માગ્યુ લે આવી. ૧૧૮

મલિક અમાદલ કેરો બંદો, નામ હબાખુમીર,
આંખે પાટો બાંધી ફેંકે તો ય ન ચૂકે તીર ૧૧૯
ધનુષ બેવડુ વળી ગયું ને બળથી તીર વછૂટ્યું
જઇ સીધું શોધીને વાગ્યું શરીર સોંસરૂં ફૂટ્યું ૧૨૦
થયો રંગમાં ભંગ ' ધરાતળ પડી કાંપ્યો ચહુઆણ

તિરંદાજ તેડો કહે સાતલ, જેહ ન ચૂકે બાણ ૧૨૧
રામસિંહ રજપુત રૈણાળો, તત્ક્ષણ માગે બીડું
સાતલસિંહ ' પ્રતાપ તમારે સ્હેજે અહિંથી કહું ૧૨૨
સાધ્યું બાણ, પણછ ગાજી રહી હબાખુ કંધ વછોડી,
જુગલ લક્ષ્ય વિંધ્યા સાથેથા, તખ્ત શાહનું તોડી. ૧૨૩
દીઠા તુરક પડ્યો સુલતાને, તત્ક્ષણ છોડ્યું સ્થાન
મરણ તણે ભય સહુ થરથરે, રખે આવતું બાણ ૧૨૪

તુરક ધસી ગઢ સામા આવે ઉડી આવે અસ્વાર
સામેથી બાણો બહુ વરસે કેર કરે નળિયાર ૧૨૫
ગઢપરથી ઢીકલી ઢળે ને ઝાડ સહુએ ભાગે
ગુડા, હાડ, મુખ કરે કાચલા પડતા પહાણા વાગે. ૧૨૬
અગ્નિ પેઠે ઉડતા દીસે ગોળા નાળે નાખ્યા,
ભીંત ભાગીને ભૂકા કરતા ઉડે મોટા તણખા ૧૨૭
મગરબી તોપે ગોળા નાખે, ધ્રુ સાધે સૂતાર,
જ્યહાં પડે ત્યાં ઝાડો ભાગે, પડે કરે સંહાર. ૧૨૮
પડે ત્રાસ, ભટકિયા છૂટે થાય ધૂધૂ ને કેર.
વિજળી સમ ઝબકતા દીસે, ઉલ્કાપાતની પેર. ૧૨૯

સુરકે તવ ટેવિયૂ, ઘણે દિન નગર જાય કરી લીધુ.
મારૂએ સુલ્તાની લશ્કર ખાખાખીખી કીધુ ૧૩૦

બે કર જોડી કરી વિનતિ, આશાપુરી ઉર ધારી.
સાતલ કહે, ભાગ તું સંકટ સર્વ અસુર નહારી ૧૩૧
કીધી મ્હેર, અંબિકા ત્રુઠી, દીઠુ પ્રત્યક્ષ રૂપ.
કર ઝાલી દળ જઈ દેખાડયો નિદ્રા પોઢયો ભૂપ. ૧૩૨
પંચ મુખ, ત્રિલોચન દીઠા, કપિલ જટા સુવિશાળ,
મુંડમાળ દીઠી, કર તુંબી, દીઠું બ્રહ્મકપાળ, ૧૩૩
જટા મુગટમા ગંગા દીઠી, અંગે ભસ્મી ધૂળ,
વ્યાઘ્રચર્મ પાગરણા દીઠા. દીઠું વળી ત્રિશૂળ ૧૩૪

## દોહરો.

ચિત્તે ચમકયો, ચિંતવે, હરખ્યો રહ્યો શિર નામીં,
પદ્મનાભ પંડિત કહે, જોયો સાતલ સ્વામીં ૧૩૫

## પવાડો.

રૂદ્ર પાદશાહરૂપ અવતર્યો ! કેમ કરૂ હુ ઘાય ?
વિમાસી હઇએ વાત સાતમે, પાછો દીધો પાય ૧૩૬
વળી વિચારી પડખામાથી ગૂર્જે લીધ એંધાણુ.
ત્રિણુ એંધાણે સાતલ જાણે, નહિ માને સુલ્તાન ૧૩૭
પાયે લાગી આશાપુરીને, ગઢ આવ્યો ચહુઆણુ
જાણ્યું સકળ સ્વરૂપ, રાયજી તોય ન મૂકે માન ૧૩૮

પ્રધાન કહે એક પેર જ કરીએ, વિનતિ શાહ ઉર ધરીએ,
ગઢ ઉપર છે એક સરોવર, નાશ તે તણો કરીએ ૧૩૯

દિલ્હીથી ગુણપાટ તાપડા લાખ બે ચાર મગાવ્યા
કોટ તણી ભીતિ તે છાના લેઇ યન્ત્ર મડાવ્યા. ૧૪૦
પાપીની શી વાત કરીએ, જેણે મારી ગાય,
ગૂણો ઉપર યન્ત્ર મડાવી, લેઇ નાખી જળમાંય. ૧૪૧

ચોપાઇની ચાલ

થયુ પ્રભાત ઉતાવળો ઘણી, સુંદરીઓ ચાલી સર ભણી.
પરથમ જળ સારૂ નિર્વર્ણ્યું, દીઠું આજે લોહી વર્ણું ૧૪૨
ગાય તણા માથા જળ તરે કાંઠે કો નવ દાતણ કરે
વન્યો દોષ એ જળમાં વડો પાણીહારી કો ન ભરે ઘડો ૧૪૩
પાળે આવી જુએ લોક, હૈડે આણી ઝાઝો શોક
પાણી વિશ્વ તણું આધાર પાણી એ જ જીવાડણહાર ૧૪૪
જે મોટા જે રાણા રાય, જળ વિણ ક્ષણ જીવ્યુ નવ જાય
એમ ખિન્ન મન સાતલ થયુ, અંત પુર તેડી પૂછિયુ ૧૪૫
રાણી કહે, વિમાસણ કશુ ? અમે ઝમોરે સહુ પેસશુ
હિંદુ પૂજ્ય ગણે જે ગાય, તેહ તણુ લોહી જળ માંય. ૧૪૬
આશા જીવતર કેરી ટળી, એ પાણી પીજીએ નહિ પળી
વાત વિચારી રાણીએ ઘણી, લખ્યા લેખ કાહ્નડદે ભણી. ૧૪૭
ચહુઆણનુ ગરવુ રાજ, અમે ભલુ ભજવીશુ આજ
માલ રાણીએ એ ઉચ્ચર્યો, જાણો અમે ઝમોર જ કર્યો. ૧૪૮
કાન્હ તણી રાણીઓ જેહ, ઉમાદે ને કમળાદેય,
જયતલદે, ભાવલદે સતી, લખી વિનતિ તેઓ પ્રતિ. ૧૪૯
કહાવ્યુ અમ વીત્યુ છે જેહ, કાલ તમોને વીતશે તેહ.
વળી રાખજો અમપર નેહ, જતા ઝમોર કહાવિયે એહ ૧૫૦

એમ કહી ન લગાડી વાર, સહુ ગણીએ કર્યાં શણગાર
ચંદન કાષ્ટ આણિયા ઘણા, પરિવાર મળિયા તે તણા. ૧૫૧
સાહસ પ્રતાપ એટલી આય, પેઠા રાણી પાવક માંય
રામ રામ વાણી ઉચરે. નેને નીર સ્વજનોને ખરે. ૧૫૨

દોહરા.

જળ વિણુ કો જીવે નહીં, જળ જીવન જગમાય
પદ્મનાભ પંડિત કહે, જળ વિણુ રહ્યું ન જાય ૧૫૩

રાગ સિંધૂઓ.

સાત વરસને માજને વાળિ ગોરિડા દળ બહુ ધાણુ,
ગઢપતિ ઘેરે ભડી ગયો, ચોવટમલ્લ ચહુઆણુ ૧૫૪
સમિયાણે સુલ્તાની સૈનો આવીયાંરે
કુંવરી કોડાળી કૂટડી વળી વળાવ્યુ કવણ દુહડા ભણી?
આયણી ૧૫૫
ભાઇલુએ ભેદ દેખાડિયો, સર કરીયુ વિનાશ
પાણી પીવાશે નહીં, મ્લેચ્છ મન પોકી આશ. ૧૫૬
જળ વીણુ ક્ષણુ નહિ જીવીએ, જીવન જળ જગમાય,
જે દિન જળ નવ પામીએ તે દિન દેહ કરમાય. ૧૫૭
સાતલ કહે, સુણ સુંદરી દિન પાંચ કે સાત,
પિંડ પ્રાણ હો પ્રાહુણા, થાઓ અવ જગ ખ્યાત. ૧૫૮
સાતલ અંતપુર વિષે રાણી નારિંગદે નિરવાણ
પ્રેમાદે પડી પાવકે નિજ દળ સુણ્યુ સુલ્તાન. ૧૫૯

ચોપાઇની ચાલ

અનુપે એટલી પહોત્યો કાળ, ગઇ આકાશે ધુમ્રવરાળ.
સતન કહે "ગૂરજ મોકલો, પાદશાહ કહેશે હું ભલો. ૧૬૦

સાચી વાત શાહ લેહશે સહી, મેં નથી મારેઆં મનથી ચહી."
પાદશાહ કહાવે એમ વાત, "સાતલને આપુ ગુજરાત ૧૬૧
સાતલ જો આવી અમ મળે, મરણુ તણો ભય નિશ્ચય ટળે"

તજુ પ્રાણ, પણ ન તજુ માન, લાજે શાખ ભલી ચહુઆણ ૧૬૨
વસ્તી ઉતારી કરી ઉપાય તઈ પડયા સહૂ રજપુત ત્યાય
પહેલા પૂજ્યા શાલિગ્રામ ધરીયુ હઈએ રામનું નામ ૧૬૩
નાહી કોરા દીધા વાળ કંડે ધરી તુલસીની માળ
એકમના સહૂ રાયો થયા, ચાલી તુરકને કટકે ગયા ૧૬૪
કટક માહી તેજી પાખર્યાં, હાથી સામા તત્તા કર્યાં,
દળ લઇ શાહ પણ સામા થયા, હિંદુ તુરક અથડાઇ પડયા ૧૬૫
ઉડયુ લોહ ન પામિયે પાર, રજપુત વખણાવે હથિયાર.
જેવુ જુદ્ધ રાવણ ને રામ, જેવો કૃષ્ણ અસુર સગ્રામ. ૧૬૬
એક દલે હિંદુ સહૂ ભડે, પોસાતા પાયક રણ પડે
ત્રણ પહોર દળ સામો લઢયો, ઘણે ઘાય સાતલ રણ પડયો ૧૬૭
સાહસ પ્રતાપ એટલી આય, રજપુત લઢી રહ્યા રણમાય

શાહે શોધી સાતલ તણું, વાઘુ, વખાણી વીરાતન ઘણું. ૧૬૮
પદ્મનાભ પંડિત બુધ કહી, સમાપ્તિ બીજા ખંડની થઈ. ૧૬૮½



## ખંડ ૩ જો.

---

ચોપાઈની ચાલ.

ત્રીજા ખંડ તણો આરંભ, બોલે પદ્મનાભ કરિ સ્થંભ.
સમિયાણે ચઢિયો સુલ્તાન, જ્યાહા હતો સાતલ ચહુઆણ. ૧
લીધો ગઢ આણ્યુ અભિમાન કાહ્નડ ભણી પાઠવ્યો પ્રધાન
કહાવિયુ સુલ્તાને નેહ, "બળથી દૂર્ગ લીધો મેં એહ. ૨
આવી અમને કરે સલામ, બળે નિકર છડાવુ ઠામ.",
શિર ધરી આજ્ઞા ગયા પ્રધાન જઇ બેઠયા સભરપતિ કાહ્ન. ૩
આવ્યા શાહ તણા પરધાન, સભા મધ્ય રાયે દીધ માન
પ્રધાનને પુછયુ ચહુઆણ "કેવુ વચન કહાવે સુલ્તાન?" ૪
કહે પ્રધાન એવુ તે વારઃ–' કોણ શાહ દળથી ભડનાર?
જે ભૂતળ ભડ વીર પ્રસિદ્ધ, રાય રાવ જેણે વશ કીધ. ૫
જેને લાખ તેજી છે આઠ, ગજવરનો જેને ત્યાં ઠાઠ.
જેને છે નવનિધિ ભંડાર જે લડતા નવ પામે હાર. ૬ -
તેનાથી હઠ નવ માંડીએ મેળ કરી ઝઘડો છાડીએ."
આવુ વચન સુલ્તાને કહ્યુઃ-" બળથી મેં સમિયાણું ગ્રહ્યુ. ૭
તેમ જ સોનગિરિ હું લઇશ મન મુજને અવ દોષ ન દઇશ"
બોલ્યો રાય સુણો પરધાન 'થોડુ બળ ઝાઝૂ અભિમાન. ૮
સુલ્તાની દળ દહ્યુ સાતલે' રખડયા સાત વરસ ગઢ તળે'
પાદશાહની એવડી આય' પળ વાવર્યું સહસ્ર પળમાય' ૯

---

* પુનાની પ્રતમાં છઠ્ઠી અને સાતમી ટૂકની વચ્ચે આ દોહરો છેઃ—

દોહરો

પદ્મનાભ પંડિત કહે, જેને ત્રૂઠયા ઇશ,
એની બરાબરી થાય ક્યમ મન ન આણો રીસ

સરવર જળ પીંવુ પોપટે, કહો કેટલું તેથી ઘટે ?
કાહ્ન-વચન બોલે એ વિધે, શો પુરુષાર્થ સમિયાણું લીધે ? ૧૦
જો પાદશાહ આવશે વળી, આગત સ્વાગત કરશું ભલી '
આવે ન કરી ઉધામો આલ, શાહ સુવરની માટી ખાય" ૧૧
બોલ્યો કાહ્નડદે હઠ ચઢી વળ્યા પ્રધાન ન થભ્યા ઘડિ
પ્રધાન કેરૂ થયુ અપમાન જુહારિયા જઈને સુલ્તાન ૧૨
આગળ રહીને કરી વિનતિ, "લીલા વિલાસી સભરપતિ
જો સાગર વડવાનળ સમે, તો કાહ્નડ તુરકોને નમે ૧૩
કહી કાહ્નડદે વાતો ઘણી, શી વિસાત સમિયાણા તણી ?
શાનો ગર્વ તમે મન ધરો વરમે સાત લીધો ટેકરો ' ૧૪
સાતલસિંહ શર બહુ બળી તેણે દળ તમ નાખ્યુ દળી "
" શું કાહ્નડનુ કરો વખાણ," હાકોટયો હઠથી સુલ્તાન ૧૫
"હુ ચાલુ બુધથી આપણી, ગઢ ઝાલોર હુ નાખુ ખણી.
સુરજ ઉગતા કેરો દીપ ? કેરો નાગ ગરૂડ સમીપ ? ૧૬
સિંહ સમીપ કેરી ગજમાળ ? દવ જયમ સમતો વર્ષાકાળ.
દઉ બાજની પેડે દોટ મારી ખોદી ઝડાવુ કોટ " ૧૭

વાગે બાર હજાર નિશાણ, સહુ દળ સહ સાચર્યો સુલ્તાન.
કટક ચાલિયા ડંકો દઇ, પગ રજ સઘળે છાઇ રહી. ૧૮
ઠામ ઠામ ભડ ધાડા ધાય. નાઠા લોકો દોદશ જાય
ચાલે કોઇ પાધરા ફેર કટક પહોચ્યુ બાહડમેર. ૧૯
જાણે રાય અમ નદિયો બહુ, મારૂ દેશ ઉજાડયો સહુ
ગાળે જે આવ્યુ તે ખરૂ, શહેર સિતાબીથી સર કર્યું ૨૦
પાદશાહે દીધ ફરમાન, લૂટી નગરી દીધ મેલાણ.
પિસ્તાળિસ હજાર ભૂદેવ થઇ, પૃથ્વિ અવતરિયા દેવ ૨૧

ભણતા કદી ન ધારે ખેદ, અંગ સહિત મુખ ચારે વેદ.
બ્રાહ્મણના રૂડા આચરણ નિત બેઠા શિખવે વ્યાકરણ. ૨૨
ભિન્નમાળનું શુ કરૂં વખાણ વિદ્યા ચૌદ અઢાર પુરાણ.
આયુર્વેદ, ચરક, સંગીત, જ્યોતિષ ઉપગળ ભરત વિનીત. ૨૩
નાટક, બીજી વિદ્યા ઘણી, બ્રહ્મપુરી ચહુઆણે તણી
શ્રીમાળીના ગરવા ગોત્ર, ઘેર ઘેર અવસથ અગ્નિહોત્ર. ૨૪
સ્મૃતિ વિચારનો જાણે મર્મ, નિત નિત આચરતા ખટ કર્મ
ઈંદ્રાદિક દેવનો વિભાગ, થાય ભિન્નમાળે નિત જાગ. ૨૫
ભેટયે પાતક નાસી જાય. આકાશે ધોતિયા સુકાય.
આંજ્યા તરભાણા લઇ હાથ શિષ્યો ભણતા જાએ સાથ ૨૬
સહસ્ત્ર અઠયાસી આગે થયા, જાણે અહિયા તે અવતર્યાં '
એવું લક્ષ્મીનું વરદાન, બ્રહ્મસદન ખુટે નહિ ધાન ૨૭
પદ્મનાભ જગમા વર્ણવે, ભિન્નમાળ શ્રીમાળી વસે
દુભાષિયાએ કર્યું વખાણ મનપર વાત ધરી સુલ્તાન ૨૮

ગોરી મલિક દીધુ ફરમાન ભલો ભાખ્યુ આગેવાન.
સાહસી રજપુત આગળ થયો. ભિન્નમાળ ખુમાટો ગયો. ૨૯
વીર ફેરવ્યો, પાડયો ત્રાસ. વિપ્ર તરત કરજો નિર્વાસ
કરી હોમ દોહીને ગાય, નહાસી જાશુ વહાણા માય ' ૩૦
તુરક આવિયા કુડુ કરે, સઘળું નગર સહુને ધરે
ગોરી મલિક ઘણેરી હામ કરી લૂટ લગાડયુ ગામ. ૩૧
વળ્યા કટક ને ઉગ્યો ભાણ ગઢ ઝાલોર થયુ તે જાણ.
કાહ્નડદે રાયે એમ કથ્યુ, હવે આપણે જીવવું કશુ ' ૩૨
પાદશાહની પેખો પેર, દેવાલય વરતાવ્યો ફેર.
બ્રાહ્મણ જો ન મુકાવું આજ જીવીને કરવું શુ કાજ ? ૩૩

આપણને હવે આવે ખોડ, શીઘ્ર મસાણી ઘોડા છોડ
સાલ્હુ શોભતુ, ધનુ બળવત, ઘોડા લેઇ ત્હા પ્હોચત ૩૪
મહીપ, જીત દેવડો વખાણી એ રજપુત બળવતા માની.
બળ જેના જાણે છે રાય, તતખણ બીડા કર્યા પસાય ૩૫
મહીપ ' કાહ્ન કે' સત્વર આજ વશ છત્રિશી તેડો રાજ.
હુકમ કાહ્ન રાયે આપીઆ સહુ વાઘેલા બોલાવીઆ ૩૬
સોળકી, રાઠોડ, પરમાર, જાણે ઝળહળતા ઝૂઝાર
બળવતા બારડ ને હૂણ, શકે ટકી મુખ આગળ કૂણ ? ૩૭
હરિયડ, ચાવડા ને ડોડીઆ, વેગે રાયને આગણે ગયા
જયવતા જાદવ ને દૂલ, નર નિકુભ, ગરવા ગોહીલ ૩૮

ત્યા શ્રીમરણે વાચી વહી, બારગિરી હય વેચ્યા તહી
ચાચુ, સુહડ, ભલુ, રહીઉત, ચોરાશી તેડયા શેલોત ૩૯
ભૂદો, રીછાઉત ને પતુ, અજેશી, મેરૂ, વિજેસી, સતુ
ત્રણસે સાઠ ગગાજળી તુરી એ રજપુત ચઢિયા પાખરી ૪૦
ધાધલુ અને ત્રસીમુ સાર, જેસલ, લખમણ અતિ ઝૂઝાર
અગિઆરસે કિહાડા તુરી, એ રજપુત ચઢ્યા પાખરી. ૪૧
મૂળરાજ ને મારૂ જાણ, અરજણ, વીહલ વળી વખાણ
બારડ, બાપુ માટી ભલા, એક હજાર દીધા ચાપલા. ૪૨
ધૂધલિયુ, નરસુ, વેજસી, કરમણિયુ, માલ્હણ, લૂણસી,
પદરસે પાખરીઆ ચગ તેને દીધ કાળુડા તુરગ ૪૩
સોભાઇત, પાચુ, અડવાળ, લૂણકરણ, જગસી, જગમાળ
એ રજપુતને દિધ સુચગ એક હજાર નીલા તુરગ ૪૪
મેઘુ, લોલુ, દેવાઇત, મૂળુરાજુ, મહીડુ, જીત,
ઘોડારે જે તેજી ભલા એક હજાર દીધા ચાપલા. ૪૫

દીધી પાખર પીઠ પલાણુ, પદર સે બોરિયા કેકાણુ.
દેવસિંહ, ભોજુ, ભડ બેય, અણુતુ, ધડસી, તેજુ જેહ. ૪૬
આલ્હણસી, વીરુ, સોમસી, ગુણુ, સામત, સબળ ભીમસી,
સાલ્હુ, મહીપુ ને મહીપાળ, વીરમ વળી મ્લેચ્છનો કાળ. ૪૭
પલાણુ કરીને એક હજાર હરિયડ તેણે દીધા સાર.
કાહનુ, ગહેલાકુંત ને બાણુ, મુજુ, ધારુ કડ વખાણુ, ૪૮
દેવરવશ જે તેણે હવા, પદરસે દીધા જંબુઆ
પાતળ, પૂનરાજ, રણમલ્લ, સાગુ, વાગુ, સાહણમલ્લ ૪૯
એક હજાર કલથિઆ તુરી એઓને આપ્યા પાખરી.
ચાહડ, ખૂજડ ને હમ્મીર, સિંઘલ, ભોટુ, ભીમુ વીર ૫૦
સહસ્ર મેરાહા આપિયા, જે લઇ સાણી થાનક ગયા
ઝાઝણુ, પાતુ ને પડિહાર, ધીરુ, વીરુ, સાતલ સાર, ૫૧
પાણીપથા પીઠ પલાણુ એક હજાર દીધા કેકાણુ.
પુનુ, ભારમલ બાહુબળી, વખાણું રાયમલ. મુજુ વળી, ૫૨
બ્હાર સમે કેપે ધડહડે, એક છલગે તુરીપર ચઢે.
લાખણસી, સાલ્હુ, ધારસી, ધારુ મુજીગ ને પદ્મસી ૫૩
એક એક નામે જુજુઆ આપ્યા છે તેણે સિંધુઆ.
મેરુ, તેજો ને સામન્ત, બારૈયુ, ગોહણુ બળવત ૫૪
બુદ્ધિમા તેમ બળમા વડા, કરડે કેકાણે તે ચડયા
શરુ, વીજડ, લિંમ્બુ ભણુ, કડુઉ, ખીમુ મરદ જ ગણુ. ૫૫
પીડે પચરંગી પલાણુ, એને દીધ હબસી કેકાણુ.
ધીરુ, ભાડસી ને મોખસી, કુંવરપાળ, બોલુ, ખેતસી ૫૬
દીધ એમને તુર્કી તુરગ વાયુવેગી જે ચાલે ચગ.
જયતકરણુ પૂનુ, જગમાલ, દૂદુ, ધડસી, દુર્જનસાલ ૫૭

ખરીએ ક્ષિતિ ખૂંદે બળથકી, ખુરાસાણી હય દીધા નકી.
કુંભકરણ, સાપુ ને ધણુ, ફણગર અદકરણદે ભણ. ૫૮
માલુ, વિંછી, અરજણ જાણુ, વીસુ, દેપુ વળી વખાણુ
ચાચુ, માડણ, રાવત, હલુ, ગાલુ, સ્યાણુ, કડુંકિ, નભુ ૫૯
ડાપુ ને હરદાસ, સગર, મૂળરાજ, સરુ, ધણગર,
હગરાજ, દેભુ ને વીજપાળ, રામુ, રીલુ ને નરપાળ, ૬૦
સાદુ, દુદુ ને શિવદાસ, મેલુ, શાદુલ ને બ્રહ્મદાસ,
નુંધણ, શિવુ, વીરુ, અજુ, વાકુ સાગુ, ચાગુ, જગુ ૬૧
સીદુ, મુલગ ને રણવીર, દેવુ, કેતુ ને રણધીર,
રાજુ, વીરમ ને દેવશી, લખમુ, ઉદૃસિંગ, ખેતસી. ૬૨
માલુ, ગાજણ ને સમરસી, લોલુ, લૂણુ ને રાજસી,
શોભુ, સોઢુ, સલક્ષણદે, વીકમ, મઠુ, કુંવરપાલદે ૬૩
કુંઝુ, ઝાંઝણ, સલખુ, સિંહ, જાગુ ધરણાધર નરસિંગ,
આગુ, માડણ ને રામદે, છાહુ, વાહુ ને ભીમદે ૬૪
મોકલ, હાસુ, ગજધર, ભીમ, વેળાવત, મેઘુ ને ખીમ,
વળી વજેસી, ઉદુ જાણ, હીરુ ને હરપાળ વખાણ ૬૫
•પદ્મનાભ નવ જાણે પાર, રજપુત સહૂ સબળ ઝુંઝાર
તુરી ખરીએ ધરણી ખણે, અનુપમ હિંસારવ હણહણે ૬૬
વાયુવેગ વાધે કેકાણ, પચરંગી પીડે પલાણ
તેજવત નવ માને સાટ, ચાલે બ્હાર ઉફરાટી વાટ. ૬૭
દળ દીપતુ ઘણા અસવાર પ્યાદળ તણો ન જાણું પાર
મલિક સહુ હણજો બહુ ભડી મળી શીખ દળ ચાલ્યા ચઢી. ૬૮
ઢાલ પ્રસકે ધરણી ધ્રૂજતિ, ચાલી સેના ગઇ રૈવતિ
કુચ કરી, નદી મજલે ઉપડી, સહુ સેના જઈ ધાણુસે પડી. ૬૯

બે પહોરે નિગી સૂર દઇ, કટક તુરકને વળગ્યા જઇ.
મલિક જેષ બળવંત અપાર, રમવા ગયો હતો શિકાર ૭૦

× × × × ×

તે તક ઉપર દીધો દાવ, ખૂડલિયે જઇ લીધા ચાવ. ૭૧

પવાડો

હાજી મલિક, મલિક મૌતાજ ને વળી મલિક સાબાજ,
મલિક બુબનુ, મલિક કબીર, મલિક અબુ શિરતાજ. ૭૨
કરી હાક હિંદુ દળ સામો ઉઠયો મલિક રશીદ,
મીર ઉમરાવ આડે સુલ્તાની, ફોજે મલિક ફરીદ. ૭૩
જરદજીણુ, જીવરખી, આગા, ઉઘાડા હથિયાર
તુરી પાખર્યા, ગજવર ગુડયા, આવ્યા ઝૂઝણહાર ૭૪
લોહ્ય તણી કટાકટ ઉડી, જ્યારે પહોચ્યો સૂર
સમરંગણે નિશાણુ ધ્રસુક્યા રણશિંગા રણતૂર ૭૫
પહેલો તુંડ કીધ ધસારો, રણઘેલા રણઘાયા
ઘોડે સાટ દઇ હિંદુની ફોજે જઇ અફળાયા ૭૬
દૈત્ય દેવ સમ વળગ્યા વેરે, વાત કરતા વાર,
ભુજબળ અતુળે ઘા દઇ વળિયા વાયુવેગ સવાર ૭૭
વળતો હિંદુ કરે ધસારો છૂટી મુકી લગામ.
મારીને મચકોડયા મોગલ મ્લેચ્છ મેં'લાવ્યા ઠામ ૭૮
ઠાઠ બસેં ગજવરનો હિંદુ ખળભળ ભાળે ખાંડે.
વાળે વેરી ઘા બળવતા તે રણપેરણ માડે. ૭૯
વીરહાક વાગે ગગનાગણુ ધનુષ પણછ બહુ ગાજે
ભાલા, અણી, કણસ, તરવારે ઉભીના ઘા વાજે. ૮૦
વીજતણી પેરે લોહ ઝબકે. થરથર કાયર કાપે.
પાછો પગ પાછા નવ મૂકે, સોય આગળી ચાપે ૮૧

હિંદુ જુદ્ધ મચવે બહુ જબરૂ લડતા લાધ્યો લાગ.
મારી કટક મચકોડી નાખ્યુ, મ્લેચ્છ મુકાવ્યા માગ ૮૨
તુરકો પૂઠ શૂર કો ધાયા કોઇ પેઠા મેસ્હાણે
મારી મ્લેચ્છ જમ જેવા જાલિમ બળે છોડવ્યા બાને. ૮૩
બળવતા સુલ્તાની બંદા આડ અગ્રણી પાડયા.
ઉગર્યા તેની પૂઠે પડીને, સહુને રાન ભમાડયા ૮૪
છોડયા બાન સાચર્યા પાછા લૂટી લીધ મેસ્હાણુ
વસમે ઠામે ડાણે બાધ્યા, છોડાવ્યા કેકાણુ ૮૫
તેના બખ્તર લીધા લૂટી પડયો ખજાનો હાથ.
તરકસ, તીર, ચીર, હથિયારો લૂટયો સઘળો સાથ. ૮૬
બસેં હાથી રોળ્યા સુલ્તાની લઇ લીધા નિશાણ.
દઇ ડંકા, હિંદુ સહૂ વળિયા છોડીને મેસ્હાણુ ૮૭
કાન્હ કટકના મુખી મહીપ ને જયત દેવડો શૂર,
કરી લુંટ, આગળ કરી પ્યાદળ, ઝડપ ગયા ઝાલોર ૮૮

હતી અમાવાસ્યા તે દિવસે ખૂડલિયે તે કાળે.
લખણુ સેવટો, સાલ્હુ શોભતુ રહ્યા સરોવર પાળે. ૮૯
જરહજીણુ, આગા ઉતાર્યાં, શીતળ છાયા લીધી
પલાણુ તેજીના ઢીલા કરી, ચારો ચરી દીધી ૯૦
મ્લેચ્છ મારી છાપામા જીત્યા, અગ ભર્યું અભિમાન.
કોડા, ડાબ ઉતારી કરથી, કીધા સરવર સ્નાન ૯૧

દોહરો

પદ્મનાભ પંડિત ભણે જે કુળ જે આચાર
લોપ ન કીજે તેહનો, મરણુ ન બીજી વાર. ૯૨

પવાડો.

તુરકે, તળાવ છાપા કાજે વગાડી નોબત ભારે,
શોર ઘોર સુણી મલિક નેબ ઝટ સત્વર આવ્યો બ્હારે. ૯૩
તુરી હજાર છત્રીસ પાખર્યાં, સાથે હાથી ત્રીસ,
મલિક નેબ બળવતો બંદો આવ્યો આણી રીસ. ૯૪
જોયુ કટક સબળ ઊતરિયું છાના હિંદુ આવ્યા
આડ અગ્રણી મલિક મરાયા, ખાન સહુ મેલાવ્યા. ૯૫
રૂંડ મુંડ રડવડે રણાગણ, રક્તની નદી વહન,
ઉંચે હાથ અસુર ચોતરફા હાહાકાર કરન. ૯૬

આવ્યો મલિક સરોવર, દેખ્યા હિંદુ કરતા સ્નાન,
વિંટી વળીને ચલવ્યા હાથી, કર્યાં બાણ સધાન ૯૭
ભાલાની ટક ગોઠવી દીધી, સબળ હબસી ધસી આવ્યા.
ખુમારવ વર્ત્યો હિંદુને હાકોટી બોલાવ્યા. ૯૮
ધસિયા સુભટ સહૂ ચાલીને નીર નિગળતે ચીર.
ઘોડા સુધી જવા નવ પામે, વેગે વિંધે તીર. ૯૯
ધાય સુભટ ભાલા ફુટતા બળથી આગમી લોહ
વાગે ઘા અગે ઉઘાડા, તુરીએ ચડિયા તોય ૧૦૦
કોઇ સુભટ સાથે થા ખાએ ઝીલે અગ પ્રહાર.
ભાલા, અણી, કસુસ, તરવારો, વાગે ખાડાધાર. ૧૦૧
એકત્રીસ ઉથલા બહુ બળથી લખણ સેવરે દીધા.
સાલ્હુ શોભાઇવ બળિયાએ ઘાવ ઘણા શા લીધા ૧૦૨
સાલ્હુ શોભાઇત તેમજ વળી લખણ સેવરો બીજો.
સુભટ અગ્રણી અજેસી મોલ્હણ રહ્યો રણવટે ત્રીજો. ૧૦૩

ચાર હજાર રજપુત રણ રાળી, મલિક કામ ફેડાવે
કરવા ખબર ન કોઇ ઉગરિયુ, જઇ ઝાલોર જણાવે ૧૦૪

ચોપાઈની ચાલ

મલિકે લોહી લખ્ખણા તણુ અર્ચા લલાટ કર્યું વદર્ણું
કીધી વળી પ્રશસા ઘણી, ધન્ય ધન્ય માડી તુજ તણી. ૧૦૫
રણ રજપુતવટ લખણા જસી, હિંદુ તુરકમા સભવી નથી
સમરાગણ સામા જે મરે, સદ્દ સુર તેને વદન કરે ૧૦૬
પદ્મનાભ કહે વાત પુરાણ, મર્દાઇ વદી કર્યું વખાણ
વળ્યા મલિક નવ કીધી વાર, વળી કરશે હિંદુ કાઇ વ્હાર ૧૦૭

ભાખે પેર રબારી જઇ "સુણિયે શાહ વધામણી સહી
હિંદુ ચઢી આવ્યા જે વાર મલિક નેબ નહોતા તે ઠાર ૧૦૮
સરવર પર સુર સુણ્યા નિશાણ, મલિક નેબને થઈ પછી જાણ
છોડયા બાન ખબર સુણી નવી, આવ્યા નેમ તુરી તારવી ૧૦૯
થયુ તળાવે યુદ્ધ તે વાર રજપુત ભલા કરે હથિયાર
એકમના ચોપટ ધા લઢયા, લખણ, સાલ્હુ બે રણમા પડયા. ૧૧૦
મલિક નેબ જીત્યા સગ્રામ," કહી શાહને કરી સલામ
ત્યા આનદ્યો અસપતિરાય, તેને દીધ પચાગ પસાય. ૧૧૧

ગઇ વાત ઝાલોરની માજ, પૂછે ખબર સોનગિરી રાય.
ઝપાઝપીમા જીતી તહીં, પાછા કા નહિ આવ્યા અહીં ? ૧૧૨
દૂભણ રાય ધરે તે વાર. વ્યાસ કહે, નવ ટળે થનાર.
શ્રીમાળ કેરે ચાડે મુઆ, સુરલોકે તે રજપુત ગયા. ૧૧૩

બેટી મહીપ દેવડા તણી, રાંધનાર શું એવું ભણી
"કાસા ત્રાટ, તાતજી સુખે જમે, કડછી ખખડાવે રખે ૧૧૪
લોહ તણે ભય બીએ બાપ. ન્હાસી ઉગરી આવ્યા આપ"
તવ લાજ્યો મહિપ દેવડો કેમ બોલ સાખુ એવડો. ૧૧૫
જાણુવી કાહ્નને મહીપ દેવડો, સુલ્તાની દળ ઉપર ચઢ્યો.
મહીપે બસેં સીપાઇ સાથ, મલિક સરૂપ હણીઓ નિજ હાથ ૧૧૬
મહીપ સાથ પડિયા પચ્ચાસ, તે પામ્યા અમરાપુરી વાસ

રોપ પાદશાહ મનમા થયો ગઢ ઝાલોર ભણી સાચર્યો ૧૧૭
જેનુ છે સીતાઇ નામ, આગળ ઉભી કરે સલામ.
પૂર્વ જન્મની વાત હુ કહું. શુકન સ્વરૂપ વિચારી કહુ ૧૧૮
આદિપુરુષ લઇ નવ અવતાર, કીધો સહૂ અસુર સહાર
કુગ ચહુઆણે દશમી વાર દેવે લીધો છે અવતાર ૧૧૯
જો જઇ દીપક પડે પતંગ, પાખ સહિત બાળે નિજ અંગ.
જો ચાલી જાશે સુલ્તાન, જરૂર કાહ્નડ લેશે પ્રાણ ૧૨૦
બોલ ન માને અસપતિરાય, ગઢ ઝાલોર ભણી દળ જાય

તે અવસર બેસી ઉછ્રંગ કુવરી વાત કરે મન રંગ ૧૨૧
સુણો અરજ આલમના તાત ' કાહ્નકુવર વરવા ઉર ખાત.
સરખા વય, વપુ, સરખુ રૂપ, ભિલા વિલાસી વીરમ ભૂપ. ૧૨૨
ફરી પેર ને ઉચર્યો તાત, ન કરીશ કુવરી ઘેલી વાત.
તારે મન કૂડો ઉત્સાહ, હિંદુ તુરક ન હોય વિવાહ ૧૨૩
દિલ્હી માંહે મુસલમાન, શાહજાદા ને મોટા ખાન,
તારે ચિત્ત વસે વર જેહ, કરૂં વિવાહ તેડાવી તેહ. ૧૨૪

કહે કુવરી સુણીએજી તાત, હિંદુ તુરકની નોખી વાત.
હિંદુ ભોગી ઇંદ્ર સમ નેક. હિંદુ જાણે વચન વિવેક ૧૨૫
હિંદુ ભોજન ભાવ અઢાર હિંદુ તણા ભલા શણગાર.
તુરક કોઈ પરણ્યો નવ ચહુ ભલે તાત કુવારી રહુ. ૧૨૬
કહે કુવરી વીરમદે વરૂ, તાત નિકર હું નિશ્ચે મરૂ

કુવરી આમ કહે છે જ્યાય, ગોલ્હણ શાહ તેડાવ્યો ત્યાય. ૧૨૭
પાદશાહ કહે પેરે ઘણી જલ્દી જાઓ કાહ્નડદે ભણી
કુવરી અમારી વર તાહરો, કાહ્ન વિગ્રહે વિવાહ કરો. ૧૨૮
કહેણુ કદી કાહ્નડ માનશે તો શાહ સુખ માગ્યુ આપશે

ગોલ્હણશાહ ઝાલોરે જાય, ભેટે સત્વર કાહ્નડરાય ૧૨૯
ભરી સભામા સહુકો સુણે, ગોલ્હણશાહ વળી એમ ભણે.
"પાદશાહની બેટી જેહ વીરમદે વર વાછે તેય ૧૩૦
જશે કટક પોતાને ઠામ, દઇ દેશે ગુજરાત ઇનામ.
કરો વિવાહ મન આણો રળી, છપન કોટિ ધન દેશે વળી " ૧૩૧

મન હસી વદે વીરમદે વીર ' શાહે ઠીક માંડી તતબીર '
પાદશાહનો એ જ રવેશ, આમ કરી લઇ લઇએ દેશ. ૧૩૨
નહિ દઇએ વેવાઇનુ માન. નહિ આવે તુરકાણે જાન.
મેરૂ શિખર તૂટી જો પડે, ચહુઆણ ચોરી નવ ચઢે ૧૩૩
હાથેવાળો હાથ ન ધરૂ નહિ જમવા બેસુ માબરૂ
ચહુઆણનુ કુળ નકલંક, જેવો પૂનમ તણો મયંક ૧૩૪
સ્વતંત્રમા હુ નહિ આજ, લાવુ મૂળપુરુષને લાજ.
ગોલ્હણ ઝખો આળપપાળ, એથી લાજે મુજ મોસાળ." ૧૩૫

મન ધણી કુંવરે આણી રીસ, "લાજે રાજકુળો છત્રીસ.
એકવીસ જે પૃથ્વિરાજ નીર સહૂના ઉતરે આજ.　　૧૩૬
લાજે રાજગોત્ર અહિઠાણુ લાજે ચાચગદે ચહુઆણુ.
હુ તો નહીં વટલાવુ આપ. લાજે કાહ્નડ મારો બાપ　　૧૩૭
ગોલ્હણુ તું મન નિશ્ચ જાણુ. એવી વાત ન સુણી પુરાણુ "
વિચારી વાણી કુંવરે કહી, " બન્યુ નથી બનશે પણુ નહીં　　૧૩૮
અમૃત કર કેમ ઢોળ્યુ જાય? દેહ ભવોભવ કેમ બોળાય?
ગોલ્હણુ વાત વિચારી જોય, ખૂટયે કાળ મરે સહુ કોય　　૧૩૯
જન્મ મરણુના અક્ષરમાય, આધી પાછી ઘડી નવ થાય.
ચહુઆણુ નવ મૂકે માન. રૂઠી શુ કરશે સુલ્તાન?　　૧૪૦
મગ કોરી માહી રહે સદૈવ, કર્મ ન છૂટે તેથી જીવ.
કર્યા કર્મ સહુ પામશે નિરમી પાચમ છઠ કયમ થશે?"　　૧૪૧

આવી લાજ થયુ અપમાન, બોલ ન માન્યો, વળ્યો પ્રધાન.
કટક માહિ જઇ કીધુ જાણુ ગોલ્હણુ તેડાવ્યો સુલ્તાન.　　૧૪૨
ગોલ્હણુ કહે પાદશાહ સુણો, માને નહીં બોલ આપણો.
સામ, દામ વિધિ ત્રણે ઉપાય, મેં સમજાવ્યો સભરરાય.　　૧૪૩
કહ્યા ઘણા મેં બોલ ગભીર, રાય કહે પૂછે જી વીર.
સલચાવ્યા જુક્તિ સહૂ કરી, કુંવરે એકે કાન ન ધરી.　　૧૪૪
ભય આપણો ચિત્તે નવ ધરે, ચહુઆણુ વિવાહ ન કરે.
એવી વાત કહે પરધાન, મચ્છર ને ઝાઝું અભિમાન.　　૧૪૫

હૃદયે રોષ પાદશાહ ધરી ચહુઆણુ શુ હઠ આદરી.
કટક રહુદર થાં ઉપડયા જાગડ ઢોલ ત્યહા ગડગડયાં.　　૧૪૬

આવ્યા નહુદર ખુદ સુલ્તાન, બીજે દિન ગોઠે મેલ્હાણુ
તરૂવર છાયા નિર્મળ નીર, આવ્યુ કટક સુદરસર તીર ૧૪૭
કરી વાલી બાંધ્યા કેકાણુ પાળે મેગળ કેરા ઠાણુ
ફોજ જગે જગ રહેતી હતી. ભલા કાઠગઢ ખાઈ નદી ૧૪૮
શાહ દળનો નવ લહીએ પાર, કોસ અઢાર ફરતો વિસ્તાર

દિલ્લીનુ દળ દીઠુ જહીં, રાયે ગઢ શણગાર્યો તહીં ૧૪૯
મેઘવરણુ પટકુળો કર્યા કોડ કોડે આસન ધર્યા
રત્નજડિત ચન્દરવા થકા લટકે મોતીના ઝુમખા. ૧૫૦
ઉપર વળી ત્રિકળસા ઘણા દીસે ઝળહળ સોના તણા
કોશીસે દીવા ઝળહળે તારા તણા કિરણ શુ મળે ૧૫૧
ગીત ગાન સભળાયે ઘણા કોડે કોડે હોય પેખણા
વરણવી કોઇ ન જાણે માન. જાણે વાસવ તણુ વિમાન ૧૫૨

રાગ અ દોળ ધન્યાસી

લક ત્રિકૂટ સરિખડોરે ગઢ ગોરીએ કીઠા નેન
વિચ વિચ સુવાળી હેમનીરે મણિમય એકક એન ૧૫૩
કનક ત્રિકળશા ઝળહળેરે ફરકે ધજા સુવિશાળ.
રચ્યા ચદરવા ચોશાળનારે માહી મોતીની જાળ ૧૫૪
ધોળા ધવળગૃહ ધોળિયારે વિચ વિચ ચિત્ર સુરગ
પચરગી પટોળડારે મચ યે ધરિયા ચગ. ૧૫૫
પંચશબ્દ હોય પેખણુરે થાય નાટક નાચે પાત્ર.
ગાય સગીત સલુણડારે સમળાએ સુર સાત ૧૫૬
કાહ્નમેર કોડા ઘણારે દીસે દીપકમાળ.
ગહુઆણુને ચમ્મર ઢળેરે કાહ્નડદે કુળપાળ. ૧૫૭

ચોપાઈની ચાલ

પાદશાહ મન અચરજ થયું કમાલદીન તેડી પૂછિયું.
એ દુનિયા સુણી છે તે સહી, ત્રીજી વારની આ નવી કહી? ૧૫૮
કર જોડીને બદો કહે, એ ગઢમાં સભરપતિ રહે.
વસમો ગઢ, વસમા લડનાર, વસમો કોટ છે વસમા દ્વાર. ૧૫૯
આવું જવ બદાએ કહ્યું, પાદશાહ શિર ધુણાવિયું

માલદેવ ને વીરમદેવ, રાતોવાઈ ઉતરિયા બેય. ૧૬૦
બાહોશીથી પરી ખાઇ બળે કાડગઢ ભાગ્યા ત્યાંહી.
એક રાતમાં તુરકો તણા, બચ્યા બારમે મોગલ હણ્યા. ૧૬૧
રોજ કાડગઢ ખાઈ કરે રોજ રતોવાઇએ ઉતરે
દિવસે તુરક કરે જેટલું, નિત હિંદુ ભાગે તેટલું ૧૬૨
સાત દિવસ એમ ગાળ્યા અહીં, તોય હિંદુ જીતાયા નહીં.

પાદશાહ એણી પેર ભણે, કથન સહુ સીતાઇ સુણે ૧૬૩
"અરધી રાતે દેવકીનંદ સ્વપ્નમાંહી દીઠા ગોવિંદ
શંખ ચક્ર છે કર હરિ તણે પીળા પટકુળ છે પહેરણે ૧૬૪
માથે મોર પિચ્છની ઘડી કાને લોલો રત્ને જડી.
દેવતણું શ્યામળુ શરીર. કટિ મેખળા શબ્દ ગંભીર ૧૬૫
હવે ચિત્તમાં નિશ્ચય કર્યું બોલ્યું તારૂં સાચું થયું."

કાહ્નડદે ભક્તિ આદરી તત્ક્ષણ ત્રૂઠી આશાપુરી ૧૬૬
કોલાહલ સંભળાય અપાર. કટકમાંહી વરસ્યા અંગાર
કટક સહૂ ત્યાં દુખિયું થાય. માણસ ઘોડા બહુ ગભરાય. ૧૬૭

દોહરા

પુણ્ય તણું એ પારખુ, જો દિન રૂડા જાય,
*પદ્મનાભ કહે તેહને, સુર પણ કિંકર થાય. ૧૬૮

ચોપાઈની ચાલ

તારા ખરે દીસે વિકરાળ, વિષમ ધુમ્ર ધૂંધવે અપાર
વળતું કટક છાંડે મેલ્હાણ. દિલ્લી ભણી ગયા સુલ્તાન. ૧૬૯
સોનગિરિનો છાડ્યો ઘાટ વળી ગોલ્હણ મોકલીઓ ભાટ

ભાટ કહે, રાજાજી જાણ વીરમદે તેડયા સુલ્તાન. ૧૭૦
વિવાહ તણી કરશે નહિ વાત કરી મેળ દેશે ગુજરાત
અવગણના કાહ્નડદે કરી, ગોલ્હણશાહ આવ્યો ઉતરી ૧૭૧
છડી સ્વારીએ પાછો વળ્યો જઇ વાલુણી કટકે મળ્યો

ત્યહા થયા સેના ઉપડી સુંદરીએ સહૂ આવ્યા ચઢી. ૧૭૨
વળિયા સહૂ થયુ ફરમાન બીજે દિન ગઢીયે મેલ્હાણ
તે દિવસે કાહ્નડદે રાય, જઇ શક્તિને લાગ્યો પાય. ૧૭૩

વિનવૂં તૂં આદિ યોગિની ' પાછા આણ કટક આ ભણી
હમ્મીરરાયની પેર આદરૂ નામ માહરૂ ખ્યાતુ કર ૧૭૪

---

* પૂ. ૧ મા વધારાનો નીચે પ્રમાણે દોહરો છે —
હય ગજ સુભટ સમર્થ સહુ કદી મદમાતા હોય,
નીર, પવન, પાવકતણી ઝડ નવ સાખે તોય

શક્તિ કહે, જાઓ ગઢી ચઢી. હવે કટક જાશે ચૂકડી
આશાપુરી એ કહી વિધ ઘણી–વધશે કટક મેડતા ભણી ૧૭૫
ત્યા મેલાવો કરજો જઇ. પાછા કટક આવશે સહી.

માલવદેવને આજ્ઞા દીધ, કુવરે રાયનુ ધજ દળ લીધ. ૧૭૬
આવી સેના પૂનુયે વહી આઠ જૂજવી ફોજો થઈ
એકે માલવદે જઇ રહ્યો. બીજે દળ વીરમ મહગલો. ૧૭૭
ત્રીજે અનન સીસોદિયો જગત વાઘેલો ચોથે રહ્યો
દળકેરા મહિમા છે વડો, સેન પાચમે જીત દેવડો. ૧૭૮
દાનકરણ માલ્હણ છે જે ય, છટ્ઠે દળની સાથે તે ય
સોભિત દેવડો છે સાતમે સહજપાળ ગાજે આઠમે ૧૭૯
નમતે પ્હોર ગયા સાચરી, લીધ ખાન ચોગમ આતરી
માર્યા યોદ્ધા ત્રણ હજાર પેઠા કટક ન લાગી વાર. ૧૮૦
નવ હજાર લીધા તોખાર. લૂટ તણો નવ જાણુ પાર
સમસખાનને ખ્વાજા હતા, હિંદુએ સાહ્યા જીવતા ૧૮૧

રાજડિયો ભાથાઉત જે ય, કેલ્હણરાય રબારી બે ય,
જીત સુણી કાહ્ડ શુ ધાઇ વેગે આપે માગી વધાઇ. ૧૮૨
બધી વાત સહુ કોઇ સુણે કેણી પેર જીત્યા રાયજી ભણે.
સુણો રાયજી ' કહે તે વાર, ગયા ચૂકડીએ હેર ચાર. ૧૮૩
શાહ મેડતે પડિયા છતા, સહનુ પૂનુલુ વટાવિ જતા,
લઇને વીસ હજાર સવાર, સમસખાન આવ્યો શિકાર ૧૮૪
મોકલાણી સરવર તે હતો, હુરમ સહિત સાહ્યો જીવતો ”

રાય માડવી સામો ગયો, માલદેવ શિર નામી રહ્યો. ૧૮૫

આવી રાયને નમિયા સહૂ, કીરતિ બોલે બંદી બહુ
કાહ્નડદે એણીપેર કરી, રજંપુતને દીધા સહ તુરી ૧૮૬
એવી આજ્ઞા લહે પ્રધાન, " ઉદલપુર ઉતારો ખાન
એક હજાર સાથે ભાથાળ રાજડિયો મેલો રખવાળ ". ૧૮૭
એક હજાર પાળા સહ ગયો, ભાથાકિત ભેળો જઇ રહ્યો

વીત્યો એક દિવસ ત્યા જ્યાય, બૂમ પાદશાહ દળમા જાય ૧૮૮
"સમસખાન મોહલસર હતો, હુરમ સહિત સાહ્યો જીવતો.
વાત અસભવ હિંદુ કરી, બૂબુ લીધા સાથે ધરી ૧૮૯
માર્યા જોદ્ધા ત્રણ હજાર નવ હજાર લીધા તોખાર
વીરમદે દળ આવ્યો ચઢી મોટા મલિકો ભાગ્યા ભડી " ૧૯૦

એવી વાત સુલ્તાને સુણી, લાડણી ખ્વાજા એણીપેર ભણી
પ્રજાપાળ[1] વિનતિ ઉર ધાર, પૂરવ જન્મનો મુજ ભરથાર ૧૯૧
બહેન બનેવી ધરિયા જેહ, લીધ જીવતા ઝાલોરે તેહ
સહુ અંધાણુ આગલ્યા કહી હુ મુકાવી આવીશ તે સહી ૧૯૨
બેટી પ્રતિ કહે છે શાહ શી રીત વીરમ તારો નાહ ?
સ્મરણ પૂર્વજન્મનુ સહ લહે, તાત પ્રતિ તે હકીકત કહે ૧૯૩
પ્રથમે બાપલ રાય સુત એહ સિંહરાજ જાણીએ તેહ
હુ જયચદ તણી કુવરી, સરજનદે નામે અવતરી ૧૯૪
એને મન વિવાહ ઉત્સાહ જોગણીપુરમા કર્યો વિવાહ
સતીધર્મ પાળ્યો અભિરામ, અતર્વેદ થયુ અવસાન. ૧૯૫
કાશીપતિ ઘેર બીજીવાર વીરમદેન કલ્હણ અવતાર
અજયપાળ ઘેર કુતાદે ય, દિલ્હીમા પરણાવ્યા બે ય ૧૯૬
અતવધ રૂડેરો દેશ વળી અગ્નિ મેં કર્યો પ્રવેશ
વાસુદેવ ઘેર ત્રીજીવાર વીરમદે લીધો અવતાર ૧૯૭

મહીગરાયને ત્યા કુવરી, મયણા નામે હુ અવતરી
અતર્વેધ રૂડેરા દેશ, મે અગ્નિમા કર્યો પ્રવેશ ૧૯૮
માણેકરાય ત્યા ચોથી વાર, દેવરાજ લીધો અવતાર.
જયતલ દે ઘેર હુ કુવરી, સરૂપદે નામે અવતરી. ૧૯૯
બેને મન વિવાહ ઉત્સાહ નગર જોગણી કર્યો વિવાહ
અતર્વેધ રૂડેરા દેશ, કરિયો ત્યા મે અગ્નિ પ્રવેશ ૨૦૦
પૃથ્વીરાજ પાચમી વાર લીધો મહીપાળે અવતાર,
જોગાદેને ત્યા હુ ફરી, સજુગ્ના નામે અવતરી ૨૦૧
બેને મન વિવાહ ઉછાહ નગર જોગણી કર્યો વિવાહ.
અતર્વેધ રૂડેરા દેશ, મે અગ્નિમા કર્યો પ્રવેશ ૨૦૨
સોમેશ્વર ઘર છઠ્ઠી વાર, લીધો પૃથ્વિરાજ અવતાર
પાલ્હણને ઘેર હુ પછી ફરી પદ્માવતી નામે અવતરી ૨૦૩
તે જન્મે દુષ્કૃત આચર્યું ગાય વિશ્વાસી કામણ કર્યું
સાધ્યો મત્ર ગર્ભે ગાયને, ચિત્ત વિકાર થયો રાયને. ૨૦૪
ગાય વશ કર્યો લોપી લાજ હણ્યા પ્રધાન ભોગવિયું રાજ.
શાહબુદ્દીન સુલ્તાને સુણ્યો પતિ ધાધરને તીરે હણ્યો. ૨૦૫
સતીધર્મ કરી પતિ ઉધર્યો અગ્નિ પ્રવેશ અયોધ્યા કર્યો.
તેહ પુણ્યના લાભે પાર, પામી મોટે કુળ અવતાર ૨૦૬
પ્રજાતાત ! એ પાપે કરી, તુરક તણે ત્યા હુ અવતરી
કાન્હડ ઘેર સાતમી વાર, વીરમદે લીધો અવતાર. ૨૦૭
પ્રજાતાત ! બેટી તાહરી, ખ્વાજા લાડણી હુ અવતરી.

દોહરા.

પદ્મનાભ પડિત ભણે જન્માતર જે રીત,
જીવ જૂજવા અવતરે, તજે ન પૂર્વની પ્રીત. ૨૦૮

## ચોપાઈની ચાલ.

બેટી કહે સુણોજી તાત, સવત તેર અડસઠની વાત
વૈશાખે છઠ્ઠ તિથિ નિરધાર, ઉજળી પક્ષ અને ગુરૂવાર, ૨૦૯
તેણે દિન વિગ્રહ માડશે, વીરમદેવ દેહ છાડશે.
મારા મસ્તક કેરો નાહ, પાસે રહી કરાવીશ દાહ ૨૧૦
જેઠે જઈ જમના જળમાય, ઝપાવૂ એ વડી ઇચ્છાય.
સૂરજવશે આઠમીવાર, વીરમદે લેશે અવતાર. ૨૧૧
જાદવવશે હું અવતરૂ, ભર્તા ભક્તિ ભલેરી કરૂ
સતી ધર્મ સાચો આદરૂ, ખોયુ થાનક પાછુ વરૂ ૨૧૨
બોલ બેટી એવા ઉચરી દેવલોક હુ પામીશ ખરી
દેવલોકથી નવમી વાર થાશે પૃથ્વિ પર અવતાર ૨૧૩
શાહ બેટીને પૂછે ફરી, કોણ હુ પૂરવ જન્મે કરી ?
સાચુ કહો બેટી આ વાર, શો કાન્હડદેનો અવતાર ? ૨૧૪
બોલે બેટી તાત અવધાર, કાન્હડ દેવ તણો અવતાર
પ્રજાપાળ ' માનો એ ધાણુ, પૂર્વે આપ અસુર પરમાણુ ૨૧૫
થયા રાજ કાન્હડ ચહુઆણુ, આપ અલાઉદ્દીન સુલ્તાન.
શાહ કહે કુવરી કહે તું ય કળિમા કિયા કારણે હુ ય ૨૧૬
અવતરિયો હુ દાનવ જાત ? કહે કુંવરી, છે લાબી વાત
આગે તારા દીધો શાપ, નિરપરાધી વાલીનુ પાપ ૨૧૭
બીજુ વળિ ન લગાડી વાર, જૂજ વેર માર્યો શિશુપાળ
ત્રીજુ ઇશ્વરનું વરદાન, તુર્ક તણા છોડયા બધાન ૨૧૮
શિવ છોડવિયા ત્રીજીવાર, એ કારણ કળિયુગ અવતાર
શાહ કહે કાન્હડદે રાય, ક્યારે અવતરિયો કાય ? ૨૧૯
બેટી વાત સભળાવે ઘણી, મુક્તિક્ષેત્ર છે આઠમી ભણી

વળી વાત પૂછે સુલ્તાન, જશે કેટલેકે ચહુવાણુ ૨૨૦
કળજુગ માહી સત્ય ખૂટશે, લોક અમારા કયમ છૂટશે ?
કહે શાહને કુવરી એમ, તમને ઇશ્વર ઉપર પ્રેમ ૨૨૧
આ જન્મ પછીથી સુલ્તાન, શિવગણુ માહી પામશો ઠામ
શાહ બેટીને પૂછે ફરી, કહે કયારે હુ જાઇશ મરી ? ૨૨૨
આપ કદી ઝાલોરે ધસો, દિન સત્તાવીશે મરી જશો.
પૂર્વ વેર લેવાને માટ ધરે જન્મ જન પૃથ્વિ ધાટ ૨૨૩
ધરો દિલ્હી તરફે જે ચરણુ, આઠ માસ કાહ્નડ પછી મરણુ
હેડે કાહ્ન સાભરશો સહી, ખૂટયે પાપ અવતરશો નહીં ૨૨૪
સાચુ કહે હોયે જેટલુ, ગઢ ઝાલોરે દળ તેટલુ
સાત વરસ કો નહિ નીઠશે, વરસ આઠમે દુર્ગ જ જશે ૨૨૫
શાહ સીતાઇની પ્રતિ ભણે હવે ઠામ જઇએ આપણે
બેટી કહે કામ છે ઘણું, મુખ જોઇશ કાહ્નડદે તણુ ૨૨૬
કરવા ભેટ છઉં આકળી. વીરમનું મુખ જોઇશ વળી
નાહુ કુડ જાળાલી આપ, કેટલે કાળે ખોઉં પાપ. ૨૨૭
બહેન બનેવી પકડયા જેહ, જઇ ઝાલોર છોડાવુ તેહ.
સાત વીસ દીધી પાલખી, બાપે સાથે મોકલી સખી ૨૨૮

ચાલી કુવરી થઈ વદાય, "ખાન લાવુ જઇને ગઢમાહ્ય"
કુંવરી આવી કુવરે સુણી ગયો રબારી વધામણી ૨૨૯
કોણે કહાણી કૂડી એ કહી, કુવર વીરમદે માને નહીં.
દીધ હુકમ જે સામો જાય, ભાટ બિજડ મોકલિયો રાય ૨૩૦
ઉતારી સુદરસર તીર ત્યા આવ્યા રાજા ને વીર
જવ સમીપ આવી કુંવરી, તે ક્ષણુ ચકને આડો ધરી. ૨૩૧

કહી વાત કુવરીએ ઘણી, વીતી ગત જન્મારા તણી

## દોહરા.

પદ્મનાભ પંડિત ભણે પ્રીત પરીક્ષા એહ.
અંગે બે જણુ ઊલસ્યા, નરનારી નવ નેહ. ૨૩૨

## ગીત રાગ પહાડી

એક પનોતી બગલડીજી તેહનો પ્રેમ અપાર.
પીયુ પેખે પાવસ ચઢીજી સૂખ લીએ સંસાર ૨૩૩
શું મે મન્મથ દૂભવ્યોજી કે હું નગુણી નાર,
પીયુ પરદેશણુ વિનવેજી આપે આપ સંભાર ૨૩૪
દિવસ દોહ્યલા નિર્ગમુજી રયણી લાંબી થાય
વિરહ વેદના માહરીજી પીયુ વિણુ રહ્યું ન જાય ૨૩૫
જ્યમ જળહીણી માછલીજી જીવે નહિ જગમાય
ત્યમ વહોણી કામનીજી તેમ તેમ કરમાય. ૨૩૬

## ચોપાઇની ચાલ

વીર કહે એ સાચુ સહી, પણુ તમ મુખ હું જોઇશ નહીં.
તમસુ નહિ પરણુ છે રીસ બીજુ જે માગો તે દઇશ. ૨૩૭
કહે કુવરી રાય ઉરધાર, બીજા માગુ વાના ચાર
શાર્દૂલ, સિંહ મલિક બે છેય, ધર્યા દેવ છોડવતા જેય ૨૩૮
પાદશાહને આવે ખોડ, સહસખાન ને ખ્વાજા છોડ.
સુલ્તાની દળ આવે જેહ, રતોવાઇ હણુશો નહિ તેહ. ૨૩૯

જન્મ આગલે કામણુ કર્યું, તે પાતક જાએ જો પડ.
પાદશાહ બોલ્યુ પાળશે કહે વીરમ જાઓ એમ થશે. ૨૪૦
"દેવળનો ભાગો નહિ ગ્ગ, દેશ માહરો ન કરો ભગ,
પીડો નહીં વિપ્ર ને ગાય, વચન સત્ય તો આપે રાય. ૨૪૧
પાદશાહ ખેરીજ જે સહુ, કટક અહિં મોકલજો બહુ"
સાખ રાખી ગમનાગણુ ભાણુ,કર્યો કુવરીએ બોલ પ્રમાણુ ૨૪૨

સુણીને વાત કુવરી એમ ભણી, ઇચ્છા છે ગઢ જોવા તણી.
દે આજ્ઞા રાજાજી કાહ્ન, સાથે મોકલિયા પરધાન* ૨૪૩
કોઠા ને કોશીશા ઘણા, ગોખ, ગવાક્ષ, મઠ, મતવારણા
ધવલગૃહે કુવરી જઇ ચઢી, ભોય લીલી જોઈ રત્ને જડી ૨૪૪
જોયુ રાવણુ જઇને સાય, અત પુર કાહ્નડનું જ્યય.
કુંવરી કેટલુ કરે વખાણુ, જોયા પચરગી કેકાણુ ૨૪૫
રાજરિદ્ધિ દીઠી નિર્મળી રાયતણું સિંહાસન વળી
જોયા રાજસભા પરિવાર. જોયા રાય તણા ભડાર ૨૪૬
જોઇ વાડી. જોઇ વાવ કુવરી જોવા ગઇ તળાવ.
દેવ, દહેરા જોયા ફરી નગરજનો નિરખ્યા કુવરી ૨૪૭
ગઢની ઉપર જઇ તે કાળ, કર્યું સ્નાન કુડે જાબાલ
કુંવરી મળવા આવ્યા કાજ, દીધ પહેરામણી સભરરાજ ૨૪૮
સોમનાથ છોડવતા લીધ, હાથી રાયે પાછા દીધ
જે જે મલિક રાયે ઝાલિયા, કુવરીને પાછા આલીયા ૨૪૯
આગેવાન દેખાડે વાટ, પ્રેર્યો સાથે બીજડ ભાટ
વળિયા સહુ વળાવી કરી, કટક ભણી ચાલી કુવરી. ૨૫૦

* મૂળમાં આની પછી લટાફેરી છે. લટાફેરી માટે જુઓ પરિશિષ્ટ ૪.

જેહમત પામીઓ સુલ્તાન, પાછો વળીઓ દીધ મેલ્હાણુ.
થકી મેડતા દળ ઉપડયુ તે હરસુરીએ જઇને પડયુ ૨૫૧
ચલવી પાલખી ઉતાવળી, કુંવરી જઇને સમર મળી.
ફડ મજલે ઉતાવળ કરી, દળ અબેરી ગયા સાચરી ૨૫૨
દીધ દદામા દળ સાચર્યા બીજે દિન બાહદરપુર ગયા.
મદન ભેરી વાગ્યા નિશાણુ પછી દિલ્લી પહોચ્યા સુલ્તાન ૨૫૩
ફરી સલામ ને ઉભા રહ્યા, આપાપણે ઘેર સહૂ ગયા.
પદ્મનાભ પંડિત મતિ કહી, ખડ ત્રીજાની સમાપ્તિ થઇ ૨૫૪



## ખંડ ૪ થો.

---

### ચોપાઈની ચાલ.

ચોથા ખડ તણો આરંભ બોલે પદ્મનાભ કવિ બ્રહ્મ
સ્વજન મળ્યાથી સતોખીઓ. પાદશાહ બહુ સુખીઓ થયો. ૧
સર્યું કાજ મન પ્હોચી રળી, પાદશાહને બેટી મળી.
તત્ક્ષણ પૂછે અસપતિરાય, શી રિત મલિક છોડવ્યા માય ? ૨
વચન શાહનું એવું સુણી, કુવરી પીરોજા આજ્ઞા ગણી,
ગઢ ઝાલોરની હકીકત કહે, સાવધાન થઇ શાહ સહૂ લહે. ૩
બોલ બાપનો હૈડે ધરી, સકળ સ્વરૂપ કહે કુંવરી.
જે સ્થાને કાહ્નડદે રાય, છે કેવુ ઝાલોર તે માય ? ૪

### દોહરા.

કનકાચળ જગ જાણીએ મુનિ જાબાલી દ્વાર.
જગ જાહેર ઝાલોર કહે, જન કરી જય જયકાર. ૫
વિષમ દૂર્ગ સૂણિયે ઘણા, એવુ નહિ આસેર.
જેવુ ઝાલોર જાણિયે તેવુ નહિ ગ્વાલેર. ૬
ચિત્રકોટ તેવુ નહિ નહિ વળિ ચાપાનેર.
જેવુ ઝાલોર જાણિયે તેવુ નહિ બામેર ૭
માડવગઢ તેવો નહિ. નહિ તેવુ મૂલેર.
જેવુ ઝાલોર જાણીએ તેવુ નહિ રાનેર. ૮

### ચોપાઇની ચાલ.

વસે નગર ગિરિ ઉપર બધું. તળેટીને શું વર્ણવું વધુ ?
વેદ પુરાણ શાસ્ત્ર અભ્યાસ, એવા વિપ્રતણો ત્યા વાસ. ૯

વિદ્યાવાદ વિનોદ અપાર, વિનય, વિવેક, લહે સુવિચાર
વસે રાજવંશી છત્રીસ લક્ષણ ગુણ જાણે બત્રીસ ૧૦
કરે રાજ ચહુઆણો ન્યાય અબળા બ્રાહ્મણ ગાય મનાય.
છત્રીસે દંડાયુધ ધરે હીણુકર્મ કો નવ આચરે ૧૧
ચારે વર્ણ ઉત્તમ જાણીઆ વહેવારીઆ વસે વાણીઆ
વ્હોરે, વેચે, ચાલે ન્યાય, દેશાવરે કરે વ્યવસાય ૧૨
જળવટ થળવટ ચોદશ તણી વસ્તુ વિદેશી આવે ઘણી.
વીશા દશા વિગત વિસ્તરી, કો શ્રાવક કોઇ મેસરી ૧૩
ઝવેરી, ફડિયા, દોશી નામ, નામીચા નેસ્તીના કામ.
વસ્તુ વિવિધ હાટે પામીએ, છત્રીસે કરિયાણા લીએ ૧૪
નગરે માડવી, વારૂ પીઠ, લાલચોળ રૂડી મળે મજીઠ
રેશમગર, પટવા, શાળવી, વહોરે વસ્તુ અણાવે નવી ૧૫
કસારા, નટ, નાણોટિયા, વેચે વાટ લોહના લોટીઆ
કાગળ, કાપડ ને હથિયાર, સાથ સોદાગર તેજી સાર ૧૬
તજ્યા સુખડા તોળે માન નાગરવેલ અણિયાળા પાન
એ પેર વસ્તુ વેચાએ બહુ. જે જોઇએ તે વ્હોરે સહૂ. ૧૭
ઘડી ઘડી ઘડીઆળે સાન, રાતદિવસના લહીએ માન
ચોક, ચોતગ, ચૌટા ઘણા, ઠામ ઠામ માડયા પેખણા. ૧૮
શેરી, સાથ, મોકલી વાટ, નગર પક્તિ છોબધા હાટ.
ઘાચી, સઇ, મોચી, સુતાર, વસે નગરમા વરણ અઢાર ૧૯
ઘાચા, છીપા ને તેરમા, કારીગરો વસે નવનવા.
કામે પોતપોતાને જાય, ચૌટે હઇયે હૈયુ દળાય ૨૦
આશાપુરી યોગિની રાજતી, દેવ ચતુર્ભુજ ને ગણપતિ.
કાહ્નસ્વામી ગરવા પ્રાસાદ, શિખર સાથ શુ લાગ્યો વાદ ' ૨૧

આઠ પહોર પૂજા નિત કરે કળશ, વસ્ત્ર, ધજા ફરહરે.
એકાંતરે ભવાઇ થાય નટ, નાટક, નાચે ગુણકાય ૨૨
પુર પ્રત્યે જે આવે લોક, ભૂખ, દૂખ ને ટાળે શોક
નિરખ્યા જીનમંદિરો વિશાળ વળી ઘણા દહેરા, પોશાળ ૨૩
ગઢ ઉપર જળ ઠામ વિશાળ ઝાલરવાવ કુંડ જમાલ
માડણવાવ રૂપાળી ઘણી સાહણવાવ અતિ સોહામણી ૨૪
ગણી તણી વાવ ગભીર નવલખવાવે નિર્મળ નીર.
બુર્જ કાંગરા શોભિત વટ નહેરો તરુવર ફળવા માટ ૨૫
સાન્દાવાવ પગથીયા જાણ કાહ્નમેર શું કરૂં વખાણ?
સામે વાડી તરુવર ચંગ, ગયતણા ત્યાં મંડપ રંગ. ૨૬
જ્યાં રહે છે ઝાલોરો કાહ્ન, રાજસિદ્ધિ ત્યાં ઇંદ્ર સમાન
રામપોળ અતિ રળિયામણી ત્રયે પોળ તળેટીતણી. ૨૭
પોળ ફૂટડી પાટણતણી ચિત્તોડી ને દિલ્લીતણી
પોળો બાર ભલેરા ભાવ તળેટીમાં કુંવરનું તળાવ ૨૮
સુર નામે સર કહેવાય, બીજું ભોલાઇ બોલાય
પરવો પાણીતણી અપાર સહૂ મંડાવે શાહુકાર ૨૯
જે પહેરે મુદ્રા, કાથડી, આવે જતિ, જોગી, કાપડી
દેશાન્તરે પખિયા ભાર, અન અપાયે પૂછે વાટ ૩૦
તરુવર છાંય ફરસ ચોવટે, રમે રજપુતો નિત જુવટે
નગર નાયકા રૂપ અપાર, નિત નિત નવલ કરે શણગાર ૩૧
તેહ તણા મંદિરમાં જઇ, ભોગી પુરુષ રમે ત્યાં રહી.
વાવ, સરોવર, વાડી, કુવા, નગર સમીપ દીસે ઢીકવા. ૩૨
ગરવો ગઢ જાણે કૈલાસ, પુણ્યવંતના ઉપર વાસ.
જાણે ત્રિકુટ ટાંકણે ઘડ્યો, સપ્ત ધાતુ કોશિસે જડ્યો ' ૩૩

ધણી હારદી, વસમા માર, જોણે હામે રહે ઝૂઝાર.
ઝાઝા ઝૂઝણહારો રહે વસમી વાટ, વળી ઢીકલી વહે. ૩૪
ગોળા મન્ત્ર મગરબા તણા, આગળ ગઢ ઉપર છે ઘણા
ઉપર અન્ન તણા કોઠાર વેપારીનો પામુ ન પાર ૩૫
માણેક મોતી સોના સાર, ગઢમા ગરથ ભર્યા ભંડાર.
ટાકી વાવ ભર્યા ઘી તેલ વરસ લાખ પહોચે દીવેલ ૩૬
સાલ ગુદરની સુકા ખડ, બળતણુ માહી ઘણુ લક્કડ
અતિ દુર્ગમ ગઢ ઝાલોરનો, ચહુઆણ સભરપતિ તણો' ૩૭
પાટ તણો કાહ્નડદે ધણી, બીજી ભૂમિ ભોગવે ઘણી
રાજ રિદ્ધિનુ કરૂ શુ વખાણુ? પચરંગી ઝ ઝા કેકાણ ૩૮
ચરે શેલડી, સાકર, દ્રાક્ષ, અતિ રૂડા તુરગમ લાખ
રખવાળા, જળવડ, પોળિયા, નોકર નફર બહુ ભાળિયા ૩૯
શ્રીગરણા, વહીગરણા ભલા, સૈન્ય તણા મ્હેતા રાવળા,
નગર તલ્હાર, દેશ સેલોત, દેહરાસરી ને વિપ્ર પરોત. ૪૦
અવધાની તેમજ ટાવરી, હયપતિ સભાળે છે તુરી
હય ત્રણવાર તપાસે નીત, રાજવળાની એવી રીત ૪૧
ભંડારી, કોઠરી જોહ, વશે રાયનો પૂરે તેહ
જાય આવે તેને દે માન, બુદ્ધિશાળી રાયના પ્રધાન ૪૨
નિત નિત રાયનુ કરીને કામ, લે પોસાના શિધા તમામ
રાજદ્વાર ઠાકોરો નિત્ય, કરે ઓળગો આણી પ્રીત ૪૩
સોલકી, વાઘેલા સુભટ, રોપાળા રાઠોડ સમસ્ત
કોઇ ચાવડા ને કોઇ હૂણ, બહુ કૂડકા ઉતારે લૂણ. ૪૪
જયવના જાદવ, પરમાર, ગોહિલ સહૂ સબળ ઝૂઝાર.
રાજવથી સહૂ એણી પેર, ગામ ગરાસ ભોગવતા ઘેર ૪૫

તરવારે સોનાની મૂઠ તીખા ખેડા રાખે પૂઠ.
કેડ કટારી હીરે જડી, રેશમ કેરી છે દામણી. ૪૬
ભલા ભલેરા દેશો સાથ, ભીડે વેરી સાથે બાથ.
શિર સાહ્ય શોભે મે' વર્ણું નવા મોજડા ફુમતા ચર્ણું. ૪૭
હથિયારો ગજવેલી ધરે. લટકતી ચાલ, અડપલા કરે
સાવ લોહ ભાલાને સાગ, બે હથિયાર સહૂ મન રંગ ૪૮
નવા સાવટૂ ઠેશે પાય નિત નિત કાન્હ હજૂરે જાય.
રંગભેર ગી મોઘે મૂલ, કોઈ પહેરે કનકની ઝૂલ ૪૯
ભોજન વેળ મડાવે તાટ કીરતિ બોલે ચારણ ભાટ.
સેવ સુંઆળી લાડુ ગળ્યા, સારા માંડા, પાપડ તળ્યા, ૫૦
ખડકે ખાજા, સાલણા, વડી, ફૂર કપૂર, તળી પાપડી
પચધારી લાપસી, કસાર, ધાન રસોઇ ભાત અઢાર. ૫૧
અતિ ઉજળા સથરા દહીં રાજ રસોડે લહીએ સહી.
પાન કપુરી દે થઇ રળિયાત સરસ ચૂના ચોળ્યા છે હાથ. ૫૨
વડા વડાની કુવરી બહુ, કાન્હડ અન પુરમા સહૂ.
સહૂ સકુળણી રૂપ અપાર માણિક મોતીના શણગાર ૫૩
વડી રાયશુ એવી રીત, ચિંતે નિત હઇએ ધરી પ્રીત
કાન્હડે રાજા સુવિચાર, રૂપે શુ અશ્વિનીકુમાર ૫૪
બોલાવે છે નિત્ય પ્રધાન બ્રાહ્મણોને આપે દાન
દર્શણ મડપ દે ભૂપાળ નાચે ગુણકા દેતી તાલ. ૫૫
જાણે ભેદ ભરત સંગીત, તાલબંધ તે ગાએ ગીત.
ક્ષત્રિવટ જે મહા સુધીર માલવદેવ છેલડો વીર. ૫૬
જેવી પ્રીતિ લક્ષ્મણ ને રામ, રામશુ અન્યને એવી મામ.
જેવી રતિ હનુમાન સુગ્રીવ. જાણે નહીં જૂજવા જીવ. ૫૭

છત્ર ચામરો જાતે ધરે ન્યાયે લોકનું પાલન કરે
દેશ દેશના આવે માલ કાન્હડ માલદે વેરીસાલ ૫૮
મોટમ ઘેર ચહુઆણો તણે રાજ કરે થાનક આપણે

દોહરો

રાજ રિદ્ધિ નિર્મળ સુણી, પુણ્ય તણે પરમાણ,
પદ્મનાભ પંડિત કહે, ધ્રુજ્યો શિર સુલ્તાન ૫૯

ચોપાઈની ચાલ

કહે પાદશાહ સાંભળ માય, આવા ગઢ લીધો શે જાય ?
કુંવરી તે વણ જાણે કેમ, દીધ વચન ઝાલોરે એમ ? ૬૦
કહે કુંવરી અવધિ મ કહી, તે દિન ગઢ ભેળાશે સહી
તે અવસર બોલ્યા સુલ્તાન, તુજવાણી છે શુકન પ્રમાણ ૬૧

મહોલે આવી રાહે કહ્યું, મન સુલ્તાની તેડો સહૂ
નામ સમરકદી જેહને, બોલાવો બંદા તેહને ૬૨
કમાલદીન મલિક તેડીઓ સીહો પાતળો સાથે ગયો
સાદલ મલિક માન છે ઘણું, મલિક અમાદલ મરદજ ભણું, ૬૩
નયામદીન મલિક બળવંત, મલિક નેબ જાણે જયવંત,
મલિક બાડદીન બોલાવિયા લાખ લાખ લસ્કર આપીયા. ૬૪
લદવૈયાના બંદા સહૂ, હુસા, મુસા, આશ્રિત બહુ
અહમદ, મહમદ, હાજી વળી આખુ, બાખુ ગાઝી મળી, ૬૫
મીર મદાઈ, તાજનબીગ, મોજદીન, આરોડી બીગ,
સાહબદીન, પીરોજો વળી, કયામદીન શુ જાએ મળી ૬૬

બહીરદીન ને બગસો ગણો, રાજદીન બંદો તે તણો.
મલિક અયિઆજ, પ્યારૂમીર, નથ્થુ, આપુ, ગદાઇ, વઝીર. ૬૭
નીધુ, ધાર અને મરગૂબ, ઇસમાઇલ રૂડો યાકૂબ,
દુલ્તીયાર, બહાદૂર, હમ્મીદ, પીરદીન, કાલુ, ફીરીદ. ૬૮
સમસદીન, આદમ, અબરીમ, સુલેમાન, અબ્દલો, કરીમ.
અલ્લી, મીગ્ગુ છે જમ જેમ. ઇદુ, ભીખુ, મીઠુ તેમ ૬૯
ચીમન, ચદ અને મહારૂ, કાબિલ મહા ભયકર રૂપ.
બદરદીન, શેખ ને સદુ, બહાદર, ઇસપ, પ્યારૂ, બધુ, ૭૦
મલિક અઘ્યાગ, હસામો મીર, ગટ્ટુ કટ્ટુ, કમામો મીર
તુરકો તણો પાર નવ લહુ એણીપેર નામ કેટલા કહુ ? ૭૧
ઠેર ઠેર ચઢિયાતા ફરે દિલ્લી નગર મેળાવો કરે.
કોની તો ન સમજીએ ભાખ ચાલ્યા કટક ચઢી નવ લાખ. ૭૨

અસપતિ રાય તણે ફરમાન, ખાનજહા ગાખ્યો દીવાન
દીધ શિખામણ શાહે ઘણી, ફોજ રાખજો આપાપણી ૭૩
વચન દીધ ઝાલોરી રાય, રતોવાઇ હૂમલો નહિ થાય
રસ્તે રહેજો જૂજવે ગામ જઇને મળજો એક જ ઠામ ૭૪
ક્યો અસબાબ સામટો અને આઠ વરસ કેરે માજને
લાખ લાખ લશ્કરને માટ, દશ હજાર દીવાની હાટ. ૭૫

મળતા ચોખા, મગ ને લુણુ લોટ, ગોળ, ઘી ખાયે કુણ ?
મળે ખાંડ, તેલ ને મરી કરે અથાણા, મળતી સિરિ. ૭૬
અજમો, જીરૂ મળતું બહુ. વેસણ, વરીઆળી લે સહુ.
મળે નવા તલ, મળતા વરી, કોઠીમ્બડા તણી કાચલી. ૭૭

આદુ, સુરણ, કેળા બહુ, લીંબુ, અનાર, બિજોરા સહ.
મળે સોપારી, ખારેક, દ્રાક્ષ, વળિ જોઇએ તો શ્રીફળ લાખ ૭૮
વળી મળે સાબુ, કટોળ હાટે હાટે નિરતા તોલ
મળે ગાંધીને હાટે પડી, રોમ ન આવે એકે ઘડી ૭૯
સાથે હય અગણિત લેખાય દળમા ઘાસની મડી ભરાય.
મળતા કાપડ ને હથિયાર, મોજા કુસીનો ન લહિયે પાર ૮૦
એવડો વરો દીવાન જ સહે સહુ ચોગણુ મુસરા લહે
હાટો કેરો પાર ન લહુ વેપારીના નોકર બહુ. ૮૧
ખાંડા, તરકસ, તીર, કમાન, જરહજીણુ પૂરે દીવાન
મોટા માલક ચાલ્યા જૂજવા અશ્વ મરે તો મળતા નવા ૮૨
સહૂ સેના સોનગિરિ જાય. ખૂબ ખજાનો પૂઠ લવાય
ભોઇ, મેહર, ઘણા તમ્બાખ, ભઠિયારા, માછી છે લાખ ૮૩
ઢાડી, ગવૈયા ગાએ ગીત, ઠામે ઠામે બનતી મસીદ
આગળ ઓડ સમારે વાટ. બાર હજાર સુતાર સલાટ ૮૪
માછી, તબોળી, સોનાર, ઘાટઘડા ચાલે લુહાર.
કંસારા, તાંબુ ઘડનાર, ચાલ્યા નારૂ, કારૂ અપાર. ૮૫
તીરઘડ અને કલાલો વળી, ખાસ ખવાસ સાચરે મળી.
મદ વેચે ભાટીએ ખમાર ચાલ્યા ચોદ હજાર ચમાર ૮૬
દ્રામ રોકડા આપે હાથ. છે ઉંટ કોરળ લાધ્યા સાથ.
મલિકો બમણી વહોરત કરે દિન ને રાત કટક સચરે ૮૭
પડાવ જ્યા જ્યા લશ્કર કરે, તરત કાઠગઢ ખાઇઓ કરે.

ચઢયા કટક ને આજ્ઞા દીધ ધાવ સનાત્ર સાથે લીધ ૮૮
હુકમ પીરોજા દે એ ભાવ, વીરમદે જીવતો લઇ આવ
એક વાત હઇએ જાણજો, કદી મરે તો શિર આણજો. ૮૯

કુનાચાર અનુસરવો સહી ગુપ્ત વાત કુંવરીએ કહી

લાલ તમુએ તુરકો જ્યહા મલિક મસલતે બેસે ત્યહા. ૯૦
વળી વચન બોલે સુલ્તાન, આણીપેર અમને કરજો જાણ.
દર જોજન પાળા સેં વીશ, ઢોલ વળી સુકજો ચાળીસ ૯૧
એક હજાર ઘોડા અસ્વાર, બજે ઢોલ સુલ્તાની સાર.
સહુ ઢોલ વાગે જેટલે, અમને ખબર મળે તેટલે ૯૨

કટક મેડતા ચલી ગયા, નવે લાખ એક થાણે થયા
પાછો જવ બિજડ ચાલીઓ, ગોલ્હણ સાથે મોકલાવિયો. ૯૩
જ્યા ગોલ્હણ ઝાલોરે જાય, ત્યા અત્રગણના કીધી રાય.
જોયુ મલિકનું માટીપણ' સજ થાજો કરશુ પેરણ' ૯૪

ગામેગામ હકારા થયા થરાદ, સાચોર તેડા ગયા
હારરનગર, વારાહી બેય, કથકોટના રાવત જેય ૯૫
અમરકોટ ને વીકમપૂર, જેસલમેર, ગઢ વાઘણહૂર.
પારકર, પૂગલ ને મરોટ, ધાણુક, પોખર, આલ્હાણકોટ ૯૬
કચ્છ, જાગલુ, જાસેહર, સારણી, ચેત્રા, નાઇસર,
જીહસવાડુ ને દેતેર, કછલવાડુ, ગઢ બાહડમેર. ૯૭
સિંધુ સવાલખ નરવર જાણી, સૌ દેસુત બોલાવ્યા આણી
વળિ ખમાલ અને નાબરૂ, દૂકરોડું, સોજીત, બારડુ ૯૮
પાદરડુ, ગીરડુ, રછેલી, ડોડીઆલી, રાણિક, કાછેલી.
ધાડું, સીસુંદ્રુ, છેવાસુ, બાકલિ, બોરી માડુ ડાણુ. ૯૯

ચડાકલી ને ચાગુ બે ય, એક સીમાડે આવ્યા જે ય
જગહળ સુરપતિ લાગે જેમ, આગુ દેવડા શોભે તેમ ૧૦૦
ત્રસાગસુ, દાતા, બેલડી, બાગડ, વાઘેલા આવ્યા ચઢી
પોસીના ને ભડ સિહોર, ગઢ તારગા, પાલ્હણપુર ૧૦૧
રહુદર શેહાવી, સમિયાણુ, અધિ, મહેવાના ધણી જાણુ
ભાદ્રાજણુ, મંડોહર તણા, ચઉગી ગણા શૂર ત્રણા. ૧૦૨
નવે દુર્ગના ગણ્યા જે ય, ગયા ચઢી ઝાલોરે તે ય
બાલીશા ને સીસોદિયા, સોઢા ને સિત્તલ આવિયા ૧૦૩
તે પચ્ચાસ હજાર અગવાર, ગય બેઠીને કરે જુહાર
એક લાખ પાડાધર વળી. છત્રીસ કુળ આવ્યા મળી ૧૦૪
હિંદુ ઝાલોરે જે બહુ, ગોલ્હણુ શાહે જાઈને કહ્યુ

ગઢ મેડતા અને સિકિદડી, ફરી પ્રયાણુ ને ચાલ્યા ચઢી ૧૦૫
પચવીસ હજાર અસ્વાર, બમણા પાળા ઝૂઝણુહાર
રાય માનદે ચાલ્યો ચઢી, પહોચ્યો વાડી જ્યા ઢકડી ૧૦૬
હુકમ રાય કાહ્નડનો થયો, વીરમ કુંવર ભદ્રાજણ ગયો
માલદેવનું દળ જેટલુ, કુંવર વીરમદેવનુ તેટલુ ૧૦૭
એક દિવસ કુંવર રણુ ભડે બીજે દિવસ માલદે ચડે
હિંદૂએ દળ બળથી દમ્યા એણીપેર ચાર વરસ નિર્ગમ્યા ૧૦૮
દિલ્લી તરફે અરજ લખાઇ, 'હિંદૂ ત્રાસ દે દળની માંહી
તુરકી કટક થયુ સહાર પડયા પાયકો સતર હજાર ૧૦૯
હિંદુ તણુ કોઇ નવ મરે મોટા મલિકો શી પેર કરે ?"

વળતો પાદશાહ એમ ભણે છે દળ નવે લાખ આપણે ૧૧૦

પચાસ હજાર હિંદુને છે ય, એક લાખ સેના સહૂ કે'ય,
જો હિંદુથી બમણા મરો, તો ય તમે પાછા નવ ફરો ૧૧૧
વચન કાહ્ન નવ લોપે સહી, રતોવાઇએ આવે નહીં.

દોહરો

પદ્મનાભ પંડિત ભણે ભાવિ ચચળ હોય,
અંગીકૃત સજ્જન કરે, વચન ન લોપે સોય ૧૧૨

ચોપાઇની ચાલ.

ગઢ લગની ગઢ ખાઇ કરો, એણીપેરે આત્રા સચરો.
નિત મેહલાણુ મહલજો બહુ અદલ બદલ દળ કરજો સહૂ. ૧૧૩
આવી હિકમત સૌ આદરો, એમ કરી આત્રા સચરો.
તમે હિંદુને કહેજો એમ, સરખે દળ ઝૂઝીશું તેમ ૧૧૪
મૂળે એ પચ્ચાસ હજાર, ભલુ સિંધી દળ એંશી હજાર.
એકે એકે ઝૂઝાવજો મરદોને બળથી પાડજો ૧૧૫

મલિક એમ હિંદૂને કહે, બીજા કટક બાજુએ રહે,
સામા થઇએ અમે જેટલા, રજપુત તમે લડો તેટલા. ૧૧૬
એ વિધ વીસ દહાડા લડ્યા, દસ હજાર રાણા રણ પડ્યા
વીસ હજાર મૂગલ રણ રહ્યા ગઢ સમીપેથી આત્રા ગયા ૧૧૭
બમણા પડિયા હળસી જાત. ચોદશ ચાલી રહી એ વાત

નિત નવ નવા ગઢથી ઉતરે. કટક પ્રાહલી પા સહુ વળે. ૧૧૮
કાહ્નડદેવે એવું લહ્યું, રજપુત દળે મરાયા સહૂ
માલદેવ ને વીરમદેવ વ્યાસ પાસ તેડાવ્યા તેહ. ૧૧૯

કટક તુરકના તેણે સમે ગયા ઉડને વર્ષે પાચમે

એવું કહે કાહ્નડદે રાય, ગઢ ઉપર જળ ઘટતું જાય ૧૨૦
વ્યાસ કહે મત્રને ઉપાય થશે વૃષ્ટિ વહેલી ગઢમાય
પછી ગઢે ઘેરાને સમે, ત્રુટયા મેહ દિવસ પાચમે ૧૨૧

દોહરા

મત્ર મહૌષધિ દેવતા અનુદિન પૂરી સિદ્ધિ
પદ્મનાભ પડિત કહે પુણ્ય તણી પરસિદ્ધિ ૧૨૨

ચોપાઇની ચાલ

જૂના ધાન થાય બળહીણુ, દેહ જેથી થાએ છે ખીણુ
એવી વાત રાજાએ ભણી. મહાજને વળતે દિન સુણી ૧૨૩
પહેલા સહુ એકઠા મળી, રાયાગણે ગયા સાચરી
થાળ મોતીનો આગળ ધરી, જઇ ભેટ રાજાને કરી, ૧૨૪
વહેવારીઆ એમ વિનવે, વસ્તુ સરવ દેઇશુ અમે
કરો યુદ્ધ. નવ તજશો માન વરસ સાઠ પૂરીશુ ધાન ૧૨૫
રામસિંહ શ્રેષ્ઠિયો એમ કે'ય, કણ કોઠાર બહુ માહરે છે ય.
મગ, ચોખા, જવ, કાઠા ઘઉં, વરો પૂરૂ જો આજ્ઞા લહુ ૧૨૬
વીરમ કહે જીવ હું ઉદ્ધરૂ ત્રીસ વરસ ઘી પૂરૂ કરૂ.
આજ્ઞા માગુ અનુગ્રહ કરો, રસોઇમા બમણુ વાવરો ૧૨૭
જીતસી દોશી એવુ ભણે, વસ્ત્ર વખારે બહુ આપણે
લેતા રખે ઉણપ કો કરો વસન સાઠ વરસો વાવરો ૧૨૮
ભોળો શાહ કહે લો તેલ વરસ એશી આપુ દીવેલ
બળાય એટલુ બાળ્યા કરો, એકાતરે નહાતા વાવરો ૧૨૯

મહાજન શું કાહ્નડ કહે એમ, કાચુ ધાન જમાએ કેમ ?
સાથે સાખ દીધી પરધાન, બળતણુ વણુ ન્ધાય ન ધાન ૧૩૦
મોલ્હણુ શાહ એણીપેર કે'ય વાત પાધરી એટલી છેય,
સુખડ, અગર અમારે ઘણા, વરસ સાઠ આપુ ઇંધણા ૧૩૧
રાય કહે એ સાચુ સહી, ગોળા વગર ન શકીએ રહી
ભીમો શાહ કહે મહારાજ, દેવળ નવ તોડો તે કાજ ૧૩૨
વરસ અઢાર લગી તાપડા, દઉં ઢીહલીએ ગોળના ગડા
જૂઓ પારખૂ તેનુ રાય, ગોળો ગોળનો બમણો જાય ૧૩૩
વાગે તે નવ જીવતો જાય જીઓ ગોળ ને રોટી ખાય'

એવી વાત મલિકે સાભળી, દિલ્હી નયર ચલાવ્યો વળી ૧૩૪
ગઢ ઉપર જે થયું પરમાણ, સઘળી વાત સુણી સુલ્તાન
પાદશાહ મુખ એવુ ભણે, બમણુ ખરચ દેશુ આપણે. ૧૩૫
દિવસ કેટલા રહેજો માડી નાસીને નવ આવો છાડી
એંશી હજાર તુરક આવટયા ત્રીસ હજાર હિંદૂ દળ ઘટયા ૧૩૬
સોમચદ્રને પૂછે રાય, સાડા બાર વરસ તો થાય.
જો લડતા સો વરસા જાય, તુરકે ગઢને કેશુ ન કરાય ૧૩૭
જો નાસીને તજશે ઠામ, તો ક્યમ આપણું રહેશે નામ ?

દોહરો.

પદ્મનાભ પંડિત ભણે જય સંપત્તિ હોય,
અમ તણો આદર કરો, વીર ન વાછે સોય ૧૩૮

ચોપાઇની ચાલ

વદે વચન કરી બ્યાસ વિચાર, માલવીર ગઢથી ઉતાર
વળી કટક ઉતારો ઘણું, તો મુખ દેખો તુરકો તણું ૧૩૯

ગયે આજ્ઞા દીધી સહી, વીરમદે ગઢ છાંડે નહીં.
પચત્રીસ હજાર અસ્વાર, બમણા પાળા ઝૂઝણહાર, ૧૪૦
કાન્હ રાય હુકમ આપીઓ, ગઢ અમેર માલદે ગયો.
ગય કાન્હડને આદેશ, ધૂમ પડાવે તુર્કને દેશ ૧૪૧
સુલ્તાને કાસદ મોકલ્યો, મારે દેશ માલદે એકલો

કમાલદીન એવુ સાભળે ગઢ લીધા વણુ પાછો વળે ૧૪૨
મલિક મુકામ ઉઠાવી ગયો, ચોમાસે સુરસર રહ્યો

ગયો માલદે પણ કહે ગય, ફરતા તુરક તળેટી જણાય ૧૪૩
એ ગામા નવ રાણા સહે નિત નિત યત્ર મગરએ વહે.
ગોળા ફેંકે નાળે વળી રાતદિવસ ચાલે ઢીંકલી ૧૪૪
ગયે આવી રહી કગહડી, લટા હડક્યા તુરકો દડવડી
મલિકે મનમા હઠ આદરી, ગઢ તળેટીએ છાવણી કરી ૧૪૫
નીચે કોઇ ન ઉતરી રહે ઉપર કોઇ ન ચઢવા લહે

જોરે જ્યારે જળ ખૂટશે, જીવાશે કયમ લોકો કહે ૧૪૬
લાધ્યુ રાય સપન તે કાળ, એવુ વચન કહ્યુ જાબાલ
પવ દેવનુ છે વરદાન, ખૂટે નહિ ગઢ પાણી ધાન ૧૪૭
એવુ વચન કહ્યુ ગભીર, પછી ઉપરા આવ્યા નીર ૧૪૮

પવાડો

તેડાવી કાન્હડ ઉલ્લેચો, રાયજી આજ્ઞા આપે.
વેગે ભોળાઇની વાડી તગ્યા કટક ચલાવે. ૧૪૯

દસ હજાર સેનાને મોકલી ઉદલપગની પાસે
નિઝામદીન મલિક ત્યાં રૂક્યો રખે અવર કો નાસે ૧૫૦
શિખર થકી કાન્હડ ઉલેચે દળ મોકલિયા હેર
તેજી વાળ્યા ખરે બપોરે દળ વળગ્યા ઝાઝેર ૧૫૧
ભડીખા ચોપટ ઘા ચઢિયાના હિંદુ તુરક અપાર
પાયક પડે, લડથડે મૂગલ, તતખણ દીધા માર ૧૫૨
તુરક તણા દળ બળથી તોડી રમડી નાદ ઉતાર્યો
નિઝામદીન મલિક બળવતો તે હિંદુએ માર્યો ૧૫૩
હુરમ પકડી, હય લીધ હાથી, તરત ડુંગરે ચઢિયા

લુણકરણ મોહકણ સામે જઈ ઉદલપગમાં મળિયા. ૧૫૪
વધામણીઓ પહેલો આવ્યો કટક તીર્થમાં લાવે
શોભિત પુરુષ કુંડ જાબાલી, બારીએ થઈ આવે ૧૫૫
નગ્ગો રાયને રામપોળ જઈ કનમ અદકુ લાગ્યું.
રામચંદ્ર હનુમનની પેઠ રાયે રણવટ બાંધ્યુ ૧૫૬

કટકે એવી વાત સુણી, જોઇ સહુ સાચા એંધાણ,
વેગે જણ મોકલીઆ દિલ્હી ભગનાગ્યુ સુલ્તાન. ૧૫૭
" બળી કરી બપોરી વેળા બહુ હિંદુ આવ્યા ચાંપી
નિઝામદીન મલિક રણ માર્યો, હુરમ લીધને આપી ૧૫૮
ત્રણ હજાર તેજી લઈ લીધા, રણવટ સુભટા સાથી
મારી મ્લેચ્છને પાદર કીધુ, લીધ રણગણ હાથી " ૧૫૯

કમાલદીન મલિકને આજ્ઞા દઇ મોકલ્યુ ફરમાન
હથિયારો ઝાઝા દેવરાવ્યા, તગ્કસ, તીર, કમાન ૧૬૦
ખાનજહા સાથે મોકલિયો નિઝામદીનની વ્હારે.
પાદશાહ બહાદૂરપુર આવ્યા, માલદેવને પારે ૧૬૧

રાગ ધવળ ધનાશ્રી

બહાદૂરપુર અમેર કે, વચ્ચે ચોક આલેખિયો એ.
કાહ્નડદેનો વીર કે, માલદે સુલ્તાન શુ ભડે એ ૧૬૨
એક સોનગિરો રાય કે, બીજો દિલ્લી પાદશાહ એ.
ચોપટે દીધા ધાય કે, કોણ હારે કોણ જીતશે એ. ૧ ૩
સોગટડા કેકાણ કે, ગજવર પાસા ઢાળિયા એ
કઇ જીતે સુલ્તાન કે, કઇ રણ જીતે માલદે એ ૧૬૪
સોનગિરિ ગઢ ઠામ કે, જૂઆરીપણુ માડીઉ એ
ખાડે દે છે દાવ કે, ઝડપ દે રણ માલદે એ ૧૬૫

પવાડો

ખાન સહા દળ તાજા લાવ્યો કટક આગલ્યા માહે
બળથી હિંદુ યુદ્ધ કરતા આવે ચોપટ ધાયે ૧૬૬

જાણી વાત માલદે રાયે, તત્ક્ષણ છોડયૂ ઠાણુ
વેગે કરી વનાઢ્ઢા આવ્યો. દિલ્લી ગયા સુલ્તાન ૧૬૭

દેશ દેશ મોકલ્યા હકારા સહુએ આધા આવો.
રાણે રાય માલદે તેડે પહેલાનો મેગાવો. ૧૬૮

સીધી સવાલખ અને પારકર, સહુ દેશોત બોલાવ્યા
અઢાર હજાર હાસલા ઘોડા છાવણી માહી આવ્યા. ૧૬૯
હજાર ચોવીસ હયની ભેળા લાખ ખાડાધર લાવ્યો,
તુરક કટક પર દળ લઇ ચાલી રાજા સીધલ આવ્યો. ૧૭૦

આવ્યો સુણી માલદે, પડીઓ તુરક તણે દળ ત્રાસ
પડ્યા સકટે અસુર દિલ્લી ભણી અરજ કરી પછી ખાસ. ૧૭૧

"એક તરફ છે રાય માલદે, બીજી રાવળ કહાન
રહી ન શકીએ બેની વચમા એમ કહે પરધાન. ૧૭૨
પાદશાહ કહે તમે પ્રધાનજી' જઇ મલિકને કહેજો,
વરસ આઠ તુવરીએ કહિયા તો પછાત ન રહેશો ૧૭૩
સામો એ ગઢ બહુ વસમો છે કોઇએ જોર ન થાય,
ઉપર છે ચહુઆણો બળિયા કયમે લીધ ન જાય" ૧૭૪

ફીરે રાજા કહે, માલદે જો થાણું છડાવે,
કોડ આપણા કયમ કરી પહોચે, ફરી કટક નહિ આવે ૧૭૫
આજ્ઞા દીધી કાહ્નડદેવે બાહડમેરે થાણે,
માન્યો બોલ માલદે રાયે જઇ દોડયો તુરકાણે. ૧૭૬

આઠ વરસમા આઠ દિવસ કમ, તુરકે કરી તૈયારી.
સનળા દળ પાછા ચ લો, એ આજ્ઞા મલિક ઉચ્ચારી ૧૭૭

હતો મલિક સિંહ પૂર્વે ગઢપર કેદી તરીકે જાતે,
સેજવાળ વીકાએ કહાવ્યુ, તે ઓળખને નાતે ૧૭૮
વીકે નાટરડકની વાતે સિંહ મલિક તેડાવ્યો
અડધી રાતે લપતો છૂપતો સુભટને મળવા આવ્યો ૧૭૯
કહે વીકો, પાછા જાઓજી વચન કહુ હું વેદ
મને પાદશાહ જો ગઢ આપે, તો બતલાવુ ભેદ ૧૮૦
રૂડુ મનવી પાસે રાખી કીધો બોલ પ્રમાણ,
મલિક કહે કે બોલ અમારો જાણો શાહ ફરમાન ૧૮૧

ચોપાઈની ચાલ

સેજવાળ ગઢ લોભે કરી, પાપી પાપ બુદ્ધિ આદરી

લોભે કોઇ વટલાએ આપ લોભે કોઇ કરે બહુ પાપ ૧૮૨
લોભે કોઇ નર લોપે ધર્મ લોભે કરે પાતકી કર્મ
લોભે ભિક્ષમાળ આચરે લોભે કોઇ નર વહાણે ચઢે ૧૮૩
લોભે કોઇ વિદેશે વળે લોભે કોઇ નર પાળો પળે
લોભે કોઇ દાખવે અનાથ લોભે બૂરા બાળે હાથ ૧૮૪
લોભે કોઇ દરિદ્રી ફરે લોભે ચોર ન નિદ્રા કરે
લોભે કાજ પરાયે મરે લોભે કન્યાવિક્રય કરે ૧૮૫
લોભી સહ કો વાસ ન કરો, પડોશી પણ પ્રસવે એ ખરો
લોભે એક થાય અજાન લોભે એક પડાવે બાન. ૧૮૬
લોભે ધર્મલોપ આચરે લોભે સગા સહોદર મરે
લોભે કોઇ નર પાડે વાટ, મારે વિપ્ર નગારી ભાટ ૧૮૭
લોભે કોઇ નર છાડે માન, નીચ તણે ઘેર ખાએ ધાન
લોભે મન રાખે કોઇ તણુ પુરે સાખ કુડી લોભે ઘણું ૧૮૮

સેજવાળ મન એવડો લોભ, પાપતણો ચિત ન ગણ્યો ક્ષોભ
હૈયા માંહી વિચારી જોય, લોભ સમોવડ જડે ન કોય ૧૮૯
લોભ વિનાનો હોયે જેહ, પદ્મનાભ નર પૂજે તેહ '
સિંહ મલિકે રાતો રાત, કોલ દઈને એને હાથ, ૧૯૦
વળી લાભ બતલાવ્યા ઘણા ટકા આપિયા સોના તણા
દગ ચઢાવવા કરિયો મેળ, વેગે ગઢ પાડીશું ભેળ ૧૯૧

સ્વપ્ન લાધીયું તેણીવાર, બ્રાહ્મણ દીઠો, કર્યો જુહાર
પૂછે રાય, છે કોણ જન્ય? બ્રાહ્મણ વેષે ગઢ હું દૃય ૧૯૨
ચઢિયા કટક માહરી પૂઠ ગઢ ભગાયો વહેલો ઉઠ
હશે પાપ મહારૂ જેટલૂ, હું ભોગવીશ કાળ તેટલૂ ૧૯૩
પુન્યવંત પ્રીતિ પામશે, તારા વંશ તણો ગઢ થશે '
પાછો વિપ્ર ગયો સાચરી સ્વપ્ને આવી આશાપુરી ૧૯૪
કહે, જશું અમ પીડે આજ જે વાછે તે સાધ્યા કાજ
તારે વશ થશે નર કોય, મુજ વચને ગઢ લેશે સોય ' ૧૯૫
વળી ગણેશે વહાણા માંય, એ જ વાત જણાવી રાય
ચેનુ સ્વપ્ન રાયે એ લહ્યું, કાન્હસ્વામીએ આવી કહ્યું. ૧૯૬
ચાર જણે જે વાણી કહી, રાય વિચારે સાચી સહી

વાત મલિકથી ચોકસ કીધ, વીકે આગેવાની લીધ ૧૯૭
કમાલદીન મધરાતે ચઢી, ગયો કાન્હમેરે દડવડી.
આગળ થકો વીકમસી ગયો, બોલ એવો વરણીએ કહ્યો ૧૯૮
હીરાદેવી કહે, ચંડાળ ' શું મુખ દેખાડિશ તું કાલ ?
જેના આપ્યા કીધા રાજ, તેહનું તેં વણસાડ્યું કાજ ' ૧૯૯

એક જીવને કારણ આજ ગઢ ભેળાવ્યો લોપી લાજ'
જેહ નરે કીધી પ્રતિપાળ, દૂધ તેહનું પીએ બિડાલ' ૨૦૦
કરી રીસ ઉભી ધર બહાર ગઢ ચઢતા દળ દીઠા નાર
આવું વચન હિરાદે ભણી કે કહ્યું તાસજુ વીકા ભણી ૨૦૧
શિક્ષા દીધ એ વિધ નિરવાણ પડ્યો ધરાતલ તજીઆ પ્રાણ

અબળા અગે એવી આય, હીરાદેવી ગઢમા જાય ૨૦૨
રાવળ ભણી ગઇ પાધરી, ઉભી રહી વિનતિ કરી
સુણીએ રાયજી મહારી વાત સેજવાગ ગઢ કીધો ઘાત' ૨૦૩

સ્વપ્ના તણી વાત સહૂ મળી કાન્હડ રાયે ખૂબ સાંભળી
કાધિલ તણી સાથ તે વાર, દશ હજાર ધાયા ઝુંઝાર ૨૦૪
હલીચો ભડ જાણી રાય, દીધ આજ્ઞા કે રણ તે જાય
ભીડ્યો કાધિલ જઇ દળમાય મિહ મલિક માર્યો બહુ ઘાય ૨૦૫

મલિક સહૂ દળમા ખળભળ્યા, તુરક કાહ્નમેર પાછા વળ્યા
સહૂ પહેના રાયે મોકલ્યો ત્રિગાણે કાધિલ ભડ ભડ્યો ૨૦૬
કટક તુરકનું સૂડ્યું જુઓ આઠ પહોર ધિંગાણું થયું
સપી સ્વામી કાજે લડ્યા, ચાર હજાર રજપુત રણ પડ્યા ૨૦૭
ગઢથી ઉલેચે ઉતારીઆ, બાર હજાર મોગલ મારીઆ

વહાણે વાત રાય મન ધરે, પધારિયા કોટે કાંગરે ૨૦૮

પવાડો

દેર દેર જૂદા દળ દીઠા જઇ સિંહાસન બેઠો
વાળે દૂમલા, હલ્લા કરતો, કાધિલ લડતો દીઠો ૨૦૯

ગાય કહે આગળ અમ કાધિલ જોદ્ધો આમ ન જાણ્યો.
* " કાગરે કોઠો ભરી જ નાખે " એવુ કહી વખાણ્યો ૨૧૦
ચઢી રસે વીર કાધિલ બોલે, ગાયજી જાણુ ન જાણુ,
પ્રથમથી અમે સહુ દિન એવા આ વેળા ન વખાણુ. ૨૧૧
દીધી દોટ પાયમે રજપુત નીચે કાધિલ પૂંઠે.
મારી મ્લેચ્છ પડ્યા સહુ પાળા, કાહ્નડદેની દષ્ટે ૨૧૨
તેણે ઠામે કાહ્ન હલેચો ગુણુનટ બાંધી ઘાયે,
ખરે બપોરે દળ વાગ્યું ઝડી પડિયો વણાક ઘાયે. ૨૧૩

અગ્ધી ગતે જયત દેવડો તુરક તણે દળ લહિયો
તુર્ક બામ ગચકોડી મારી, પછી પ્રહારે પડિયો. ૨૧૪

જયત વાઘેનો પડોર પાછળે ભલો ભડ્યો ગણુમાય,
મારી મ્લેચ્છ પડ્યો બહુ ઘાએ, અગ એટલી આય ૨૧૫

મોહ્હણુ લૂણુકર્ણ ચાલતો સામે ખડાને પૂરે
મ્લેચ્છ સાથ ભડીને બહુ ઘાએ, પડ્યો ઉમમને મૂરે ૨૧૬

---

* જે સરદાર કિલ્લા પર થતા હુમલા પાછા વાળે તેના માનમા દુશ્મન-ની સંખ્યા જેટલા કોટ ઉપર નવા કાગરા કરાવવાનો જૂનો રિવાજ હતો. જુના કિલ્લા ઉપર આઠાવણ કાંગરા આવા સ્મરણ સ્થળ તરીકે હજુએ મોજુદ છે. " કાધિલ તો કોઠા કાગરે ભરી નાખે એવો બહાદૂર છે " કહી કાહ્નડદે એ એનુ વખાણ કર્યું

વડાઉના અરજણને સોંપ્યું રણવટ કાહ્નડ રાય
સોમચન્દ્રને ત્યાં બોલાવ્યા તત્ક્ષણ તેડુ જાય ૨૧૭
કહે રાય, તુરંગ ક્યમ લેશો? કહું તે ઉરમાં ધારો.
વેગે હયપતિને દો આજ્ઞા, તેજી ખાડે મારો ૨૧૮
કહે વ્યાસજી કરણની પેઠે અંતકાળ દો દાન,
આપો અશ્વો, અજર કરો નહિ, એવું માગું માન. ૨૧૯
બોલ માની રાવળ ચહુઆણે વેગે પાય પખાળ્યા,
જાણ્યું વ્યાસ લેઇ ઉતરશે, તેજી ગામે આણ્યા ૨૨૦
ચૌવિસસે ઘોડા રાજાના ઘોડારે બંધાવી,
દીધું દાનનું પુણ્ય રાયને ' ભની એ વાત ભજાવી. ૨૨૧
ઘોડા સહૂ જીવતા મેલ્યા યાતે અમ પુણ્ય અનંત
વિપ્ર તણું ધન જે લેશે તે અંત થશે ભસ્મંત. ૨૨૨

કહે રાય આવું ક્યમ કીધું ' ગયા ન, પડશે દેહ
વ્યાસ કહે જાતા કોણ બીજૂ ખાંધ પાલખી દે ય ૨૨૩
જો તમ પૂંઠે હું જીવું તો બહુ અપકીરતિ પામું.
ગઢ ઝાલોર જરૂર ભેળાતા અંગ માહરૂં હોમું ૨૨૪

જયતલદે, ભાવલદે, ઉમાદે ને કમળાદે રાણી,
ઝાલોર કેરી કરે સજાઇ વાત હૃદયમાં આણી ૨૨૫
ઘણી દાસીઓ સાથે સૂડી, કરે આવીને વાત,
કહે લોક છોરૂ તમ કેરા, નહિ તજીએ સંઘાત ૨૨૬
વિપ્ર પ્રભાતે દે આશિષો રાવળ આશિષ માગે
વેપારીઓ સહ સકુટુંબે પાય રાયને લાગે ૨૨૭

રજપુત સરવેના જે માણુસ તેહ સાથ નહિ ઝાડે
કરે જુહાર ગુરૂ સહુ આવી, ઘેર ઘેર ઝમોર માડે ૨૨૮
ગણુ ગાયક ને નગરનાયકા, ઘાંચા, છીપા, કોળી
ફરી જુહાર માગે છે આગ્ના, માળી ને તમોળી ૨૨૯
નારૂ, કારૂ ને વસવાઇઆ, આવે વરણ અઢાર,
ઝમોર વાળા પુરના આગ્ના માગી કરે જુહાર ૨૩૦

ઝાલરવાવે અંતપુર થકી સૌ આભરણ નખાવે
પુરસો પાણીમા ડૂબાડ્યો ગઢમા કાઇ ન રખાવે ૨૩૧
માણેક મોતી હીરા આણી સોના રૂપા સાર,
ઊંડે જળ નખાવ્યા રાગે, મગાવી ભંડાર. ૨૩૨

ફરી ચહુઆણે જેહ ધુરંધર જાણે રાજ વિવેક,
તેડી વીરમદે કુંવરને શિર કીધો અભિષેક. ૨૩૩
પાય પડયો આસુ ભરી આખે, જનની આશિષ દે છે,
" અજરામર પ્રતપો અમ નશે કોટિ વરસ " એમ કહે છે. ૨૩૪

ચંદન, કાષ્ટ, અગર ને તુલસી, બીલી, આમલી આણી,
સ્નાન કરી પછી સૂરદેવને અર્ઘ્ય દીધા સહુ રાણી ૨૩૫
હાહાકાર થયો તે વેળા ' રાણી ઝમોરે પેસે '
ગગળે સાદે સહુ હરિ બોલે ' ઝમોર એણીપેર દીસે. ૨૩૬

રાગ દેશાખ

માતા, પુત્ર, કલત્ર, ધન, યૌવન જાણો માયા જાળ '
જે દિન હોય દૈવ વાંકડુ, તે દિન સહુએ આળ ' હાહા ! ૨૩૭

દૈવ દોષ કેમ દીજિયે હો, કેવુ વહાણુ જણાય ।
આ શહેરે હજી ન આવે હો,ભસે હૈયુ પથ્થર થાય । હાહા । ૨૩૮
પદરસેં ચોરાસી જમહર, ગઢ ઝાલોર નિવેશ
ગણીની પૂઠે સહ લોકે, જમહર કર્યો પ્રવેશ । હાહા । ૨૩૯
વિષમ કર્મ ગતિ કયમ ટળે હો, મન વિખવાદ ન આણુ
મુક્તિ, ભુક્તિ દાનેશ્વરી હો, સમરો સારદૂપાણુ । ૨૪૦

ચોપાઇની ચાલ

ડુંગર તણા શિખર ડગમગે । થયુ અજવાળુ સાચોર લગે ।
દિગ્ગજ આઠ રહ્યા અવલોકે, ધ્રુમ વરાળ ગઇ સુરલોકે । ૨૪૧
જાણી વાત ને આણી ખેવ, તત્ક્ષણ જોવા આવ્યા દેવ ।
ઐરાવત હસ્તિ ચઢી ઇન્દ્ર અંતરિક્ષ સૂરજ ને ચન્દ્ર ૨૪૨
નૈઋત, વરુણ, સહુ સુર મળી, નરવાહન ત્યા આવ્યો વળી
ત્યા તો ચોસઠ જોગણી હતી હસ ચઢી આવી સરસ્વતી ૨૪૩
હરિ આવ્યા ગરુડારૂઢ થઇ સિંહવાહની આવી સહી.
સપ્ત ઋષીશ્વર, સાચુ ચવે. બ્રહ્માદિક ત્યા આવ્યા સવે ૨૪૪
આવ્યા રુદ્ર નદી સજ કરી ભેંસાસુર આવ્યો સચરી
પ છળ રહે લાગશે ખોડ, ગણી આવ્યા સુર તેત્રિસ ક્રોડ । ૨૪૫
સ્વર્ગલોકથી સાચુ માન, સહુ અપછરા ચઢી વિમાન,
જુએ સહુ અતરિક્ષે રહી । દિવ્યચક્ષુ વિણુ દીસે નહીં ૨૪૬

વળી મલિક ચઢિયા તે સમે લેશે ધાય દિવસ પાચમે.
કાહ્નસ્વામીને દહેરે વળી, કર્યા વિનાશ વાતો સાભળી ૨૪૭
તત્ક્ષણ ચઢિયો રાવળ કાહ્ન. રાણા સહૂએ કરીઆ સ્નાન
ગોપીચદને ચરચ્યા ભાલ ધરી કંઠ તુલસીની માળ. ૨૪૮

એકમના રાણા સચરે ગગને રહી અપચ્છરા વરે'
ધાય રણાગણુ રાણા ભલા સામા મલિક કરે હૂમલા ૨૪૯

મલિક પૂર ને કમાલદીન, તાજમલિક અને હરદીન
અહમ્મદ મલિક અને ઊમર, અબૂ, મહમ્મદ ને ઊબર. ૨૫૦
ઝવા ખમ વગાડે ખાન મીર મલિક ભગિયા અભિમાન.
મલિક તેમુરસ ને બહેરામ, બીજા તણા ન જાણુ નામ. ૨૫૧
જાતોજાત લડે મનગ્ગ. સહે પ્રહાર પોતાને અગ

હડે ચઢ્યો સોનગિરો રાવ સબળે બે હાથે દે ધાય ૨૫૨
કરે હૂમલા સામા થઇ ગજી હાક બહાડે રહી'
રજપુત રજ પાછા નવ ફરે ઉપરથી વૃષ્ટિ સુમન સુર કરે' ૨૫૩
સામા છે બજાવતા મીર છૂટે ધનુષ થકા બહુ તીર
ઉત્રાડા ખાડા ફરહરે, વિજળી સમ ઝમકારા કરે' ૨૫૪
દેવ દૈત્યની પેઠે લડે. એક કટકના પાયક પડે
આગે કુરુક્ષેત્રમા જેમ, હિંદુ તુરક લડે રણ તેમ. ૨૫૫
પૂડે રણા કરે સધાન, બાપ, બાપ, કહે રાજા કાન્હ
નામ નામ લેઇને ભૂપાળ બોલાવે, પરઠે કર માળ. ૨૫૬
વળી રાણા વીરરસે ચઢે, વગ્ગુ સુભટ, સાલ્હુ રણ પડે
થીર થઇ લીધા ઘાય તમામ. તુરક ઊગર્યા છાડી ઠામ ૨૫૭

મહેતા, કુકજિયા, ટાવરી, ભલા ભડ્યા રણ આદર કરી

લૂદા સેલહુત, ચોરાશિયા, કટક ચઢી પછી નાશી ગયા ' ૨૫૮

અરસી, મેરૂ, વજસી વળી સાગો સિલાર સુતણો મળી,
જેમો, લખમણ, છલ્લો જાણ, નાનડે નાઠા નિરવાણ ' ૨૫૯
આગળ ભડ બળીઓ જે હતો, રીછો રાવત, નાનો પતો,
અરજન, વિહલુ, મુળરાજ જે કણા, ધાધળ, સુસોમો
સટકી ગયા '' ૨૬૦
બાપલદે મહીયડથી જણાય, દેદાર ધ્રાંગિયો પળાય '
બાળઇ ને નરસી ચાલીઆ, રાઉડ રણવટ નાશી ગયા ' ૨૬૧
દીઠુ દળ ને આવી હાર, જગસી નાઠો ધગ્ગ દવાર '
કર્મસીને, પુંટરસી નિદાન, રાતે ગઢથી નાઠા માન '' ૨૬૨

મલ્લ હાક કરી ઉઠે જેમ, અરજન અડવાળ ભડયા ખુબ એમ
લૂણકરણ, ભાલ્હણ, ભાણુસી, રણવટે આલણસી, લૂણસી ૨૬૩
જાણે યુદ્ધ તણા પરપચ, સોમ તણા રણ ભડીઆ પચ
મેઘુ, સોમુ ને દેવાઇત, વીકો, મૂળરાજ ને નઇજીત ૨૬૪
આલ્હણસી, મહીડો, ભીમસી, રણવટ સાતલ ને સોમસી.
કરી હાક હઠ રણ આદર્યું ભડી એમણે મહાભારત કર્યું ૨૬૫
મહીપ, જીત, ફીકો, હરપાળ, સાલ્હાસુત મ્લેચ્છોના કાળ
મડળિક મારૂ ઝુંઝાર, એ રાણે રણ દીધા માર ૨૬૬
વીરમ, લોહડુ, વીરમ જેહ, ફીતલ, ભુંભાધજ ભડિયા એહ
રાઉતો, અભગ, અબીહ, દેવસી ને નારદ બે સિંહ, ૨૬૭
તેજો, મુજો, વધી ઠાકોર, કાહ્ન ગહેલોત ભડયો કરી જોર.
ધીરૂ, સાહ મન હરખ્યો જાણ લીધા ધાય ધ્રુધ ને ભાણ ૨૬૮
પૂનરાજ રાણો ખાતમ વળી સૂડયા રાજડ રણમલ્લ
સામતી, સાહડ ને બઝૂડ, હમીર જે નવ જાણે કૂડ ૨૬૯

સોધળ, સહસમલ્લ ઝૂઝાર, ઝાંઝણ ને પામો પડિહાર
આવ્યો, ભીમ, ખબડ, વીકલ, ભલો ભડયો રાણો સાતલ ૨૭૦
સાલ્હ, શોભત સૂર અપાર, સહુ સુભટ સબળા ઝૂઝાર
પૂનળ, ભૂજો ને ભારમલ, લાખણસી, મહીડો, રાયમલ ૨૭૧
સાલ્હ ગરૂત ને ધારસી, અન્યા વીર એ સહૂ સાહસી
મુજગ, મેરૂ, સામતસિંહ, તેજો, સુડ બે અને અબીહ ૨૭૨
બીજડ, લીંમો, કડુઓ જાણ, ભડારી ભડ ભના વખાણ
આરંગો ગોલ્હણ આદરે, આ રાણા રામાયણ કરે ૨૭૩
ખીમો, હીંરો ને પદમસી, ભલા ભડે મોલ્હણ, મોખસી
ભેડસી ભડ સુણીએ સાહસી, કુંવરપાલ, તાલુ, ખેતસી ૨૭૪
પુનો, આસુડ, બીજડ બે ય, છપો અને ધાગસી જે ય
એ રજપુત એકમના થઇ, ભડિયા ભૂજબળે રણ મહીં ૨૭૫
ન સાભળ્યો જુનો ઇતિહાસ, રણમા રાવત મુવા પચાસ.
હિંદુ ભડિયા એણીપેર ઘણા લઢતા અસંખ્ય ગજા તણા. ૨૭૬
એકમનો તુરકોથી લડ્યો, રાય જયકરણ સાથે પડયો

જે રાણાએ સાખ્યા લોહ, તેમણે માર્યા મ્લેચ્છ સમોહ. ૨૭૭
સ્વામી કાજ સપેથી લઢ્યા, ભલા માસીઆ રણમા પડ્યા '
જે હુમલે રણ તજી નવ ગયા, નવખંડે નામીચા થયા ૨૭૮
ધારાતીર્થ મરાયા જે ય, અમરાપુરીમા પહોચ્યા તે ય,
જેહ તણી રૂડી ઘરનાર ત્યાગી અળી પૂઠળ ભરતાર, ૨૭૯
તે સ્ત્રી સાથ ગર્જારે સાદ, કરે અપ્સરા ગગને વાદ '
દિવ્ય કુસુમમાળા લઇ ધરે, મત્ત ગરોને અપ્સરા વરે ૨૮૦

ગયા ન પૂઠ રાયજીતણી, તે અપકીરતિ પામ્યા ઘણી
જેના દીધા પહેર્યા સાર, પહેર્યા પટકૂળ, શણગાર ૨૮૧

તેને ખરી ભીડમા જોઇ, ગઢ તજી નાસી ઉગર્યા કોઇ !

ઉપરાઉપરી વહારો ચડે દેઇ દોટ પખીઓ પડે ૨૮૨
ગીધ શ્યેન કૂછાળા ફરે, માસ લોભે ચચુ વાપરે
પડ્યા જોઇ થયુ બિહામણું કટક તુરકનુ ભાગ્યુ ત્રણું ૨૮૩
માર્યાં મ્લેચ્છ અસભવ કર્યું. ધરવી લોહ દળ પાણુ કર્યું
કરી યુદ્ધ, ગઢ માલ્હણા માહ નિજ રક્ષક સહ રાયજી જાય ૨૮૪

વ્યાસ કહે રાજા ઉરધાર, દેવ વચન કેરો જે વિચાર
આપણુ ધારાતિરથ એક હવે પામીએ પુણ્ય વિવેક ૨૮૫
કહે રાય, વ્યાસ ! કુળ સાખ, તારો ધૂમ્ર ન જોઉં આખ
થાઉં ઓશિંકળ અવસર ભલે, વચન દીધ જન્મે આગલે ૨૮૬
અણૂખાનનો ભાગી ખધ, રૂદ્ર તણો છોડાવી બધ,
નિરપરાધ વાલી મારીયો શિશુપાળનો બોલ પાળીયો ૨૮૭
પૃથ્વિ તણો ઉતાર્યો ભાર, મ્લેચ્છ તણો કરિયો સહાર
સવત તેર ભણીએ જેહ, વરસ અડસઠમૂ તેનું છે મ ૨૮૮
માધવ માસતણી પચમી શુકલપક્ષ સહૂ અરિગણુ દમી,
હતો તેહ દિવસે બુધવાર, સકળ લોક પ્રતિપાલણુ હાર, ૨૮૯
કળિજુગ માહિ પોતે અવતરી, વચન આપનું સાચુ કરી,
આદિપુરૂષ કહિયે અભિરામ, પામ્યા પછી પોતાનો ઠામ ૨૯૦

મલિક મારતા જે ઉગર્યા કરવા યુદ્ધ વળી સાચર્યા
ચહુઆણુ કુળ સાહસી ધીર, વધો વેણુ વીરમ ગભીર ૨૯૧
સહૂ ઝૂઝાર ખડગ વાવરે ! મ્લેચ્છ મારી રામાયણુ કરે !

વીરમદેએ સિંહાસન કાજ, ઉઠ દહાડા કીધુ રાજ ૨૯૨

ગણી નથી અકુશળી કોઇ. કરે ઝમોરની સઘળી ભાઇ
સ્નાન, દાન, દહેરાસર કરી, અંતપુરમાં એકઠી કરી. ૨૯૩
ઉચર્યું વચન રાણીએ અસ્યું, "કુળ ઇકોતેર અજવાળશું"
રામ રામ વાણી ઉચરે, સજન લોકને આંસુ ખરે ૨૯૪

રાગ *

રૂપે સલુણડી, સહુ સાહેલડી, વેલડી રહીરે નિહાળતી રે
ટોડલે આવતી, આંસુ રહાવતી, ઝાલોર પર્વત વધાવિયો રે ૨૯૫
સુન્દરી સોહામણી, પર્વત ઉપર ઘણી, આણે જન્મારે
મોકલામણી રે. ૨૯૬
સર્વગુણ જાણને, વંશ વળી ભાણને, વીર અવતાર જો
ચહુઆણને રે ૨૯૭
વળી રંજિયામણ અર્ધાસન વીરમતણુ, અમે પામશું
સોનગિરિ બેસણું રે ૨૯૮

ચોપાઇની ચાલ

રાણી વચન એવા ઉચરી, ઝમોર પાસે ગઇ સાચરી
અગ્નિ વિષમ વેઢયો ધરી રંગ. કરી આહૂતી નિજનું અંગ ' ૩૯૯

વીરમદેવ કર્યું અનુમાન, વિટી તુરક ઝાલશે બાન.
વીરે વેણુ વસમાં મુખ ભાખી, ઉંડી ઉરે કટારી ચાંપી ' ૩૦૦
રાય તણે અંગે ઉત્સાહ, ઉપર દૃઢ બાંધ્યા સનાહ'
વઢવાને ક્રોધે ધડહડયો, તુરક તણા દળ સામો ચઢયો ૩૦૧

---

* પુનાની પ્રતમાં રાગ "પ્રડાફલી" અને શાળાપત્રમાં લીધેલી પ્રતમાં "ઝાફલી" એમ આપેલું છે બન્ને નામ સંદિગ્ધ હોવાથી, અમે એકકે લખ્યું નથી.

રોપે વીર ચઢ્યો જે સમે, લોહતણી ઝડ કોણ આગમે?
લઘુવય કુંવર આવીઓ ભાર રાણા ભલા કરે હથિયાર ૩૦૨
બોલે બિરૂદ બહુ બગાળ હિંદુ તરક મળ્યા રણ તાલ
રણે હિંદુને લાધ્યો લાગ, મારી મ્લેચ્છ મેલાવ્યા માગ ૩૦૩
દળ તુરકોનું બરે બપોર, ઝત્રડ્યું રાય રણાગણ દોર
વીરમદે બહુ ખાડા વાય, મારી મ્લેચ્છ પડ્યો રણમાય ૩૦૪

કુંઇએ ઘણો મનોરથ હતો, વીરમદે સાહિબ્યું જીવતો
મલિક ગયા ઉપર સહુ મળી, દીઠો રાય નવ પહોચી રળી. ૩૦૫
જોયું અંગ તણે અનુરાગ, તુરક ઉમગ્યા દસમે ભાગ.
તળેટીએ ને સરવર પળ, બની લાખ ઘોરી એ ચાર' ૩૦
મલિક મસે જોવા તે વાર, ઉપર ચઢ્યા ધખતા અગાર
ગઇ મેહ્હાણ ખબર જ્યાહરે, ધાવ સનાવર ગઇ ત્યાહરે ૩૦૭
પેટ દુભણે દુખિયું ઘણું મુખ જોયું વિરમદે તણું
બાટી બોલી આંસુ ભરી, ધન્ય ધન્ય જનની તાહરી' ૩૦૮
પૂર્વ પ્રેમ હઇયામાં ધરી, સાચું કહ્યું હતું કુંવરી'
રત્ન જડિત પાજઠ અમુલ્ય, ચંદન, અગર, જાયના ફૂલ ૩૦૯
ચીર વદન સોરમ છે વડો, ચંપાકુલ અને કેવડો
એણીપેર જતન ઘણેરા કરી, લઇ મસ્તક દિલ્હી સાંચરી. ૩૧૦

ઝડપે પહોચી નગર યોગિની સહુ વાત અસપતિયે સુણી
પાદશાહ મન આણે શોક, તત્ક્ષણ જોવા મળિયા લોક. ૩૧૧
ધાવ સનાવરે તે કાળ મસ્તક ધર્યું કનકની થાળ
કુંવરી જોવા આવી ખરી, અંતઃપુરની સહુ સુંદરી ૩૧૨

વીર વદન નિરખ્યુ છે ત્યાંય, ક્ષત્રિ તેજ સહ્યુ નવ જાય.
ઉદય થયો શુ આ અકલંક, પૂરો પુનમ તણો મયંક ' ૩૧૩
કમળ યુગલ સમ નયન વિશાળ, તેમ જ વિશાળ દીસે ભાલ
સહૃ એમ બોલે કિરતાર, આવા નર સરજ્યા સંસાર ? ૩૧૪
માને મન ઓછુ આવિયુ, જોતા જાણે મરણુ જ થયુ
કહે કુંવરી પ્રતિજ્ઞા જાણુ, આગે વચન કહ્યુ ચહુઆણુ ૩૧૫
ન વચન લોપે વીર આપણુ મુખ નવ જોઉં કુંવરી તણુ
માણસનો તો એ વહેવાર બોલ, બાપ એક જ એ સાર ૩૧૬

દોહરા

જેહ સુકુળના સાહસી, ન મુકે મરણે માન
મસ્તક ઉદ્ધરાડુ થયુ વીરમદે ચહુઆણુ ૩૧૭
સિદ્ધિ નિરંતર તે લહે, સત્ય ન છાંડે જેહ,
મુવા પછી પણ પામીઓ, કીરતિ વીરમદેવ ૩૧૮
એક અસંભવ તે કહું, નીર તર્યો પાષાણુ
મરણુ પછી મસ્તક ફર્યું, બીજુ એ પરમાણુ ૩૧૯

રાગ માલવ

પૂરવ પ્રેમ સમારિયો, આસુડે ભિંજ્યો હાર જી
ગુણુ કીધા અવગુણુ થયા, મારે શા કારણુ શણુગારજી ? ૩૨૦
સગુણુ સલુણા રાણા ' રુસણું કશુજી ?
હુ તો પ્રેમ ઘહેલડી, તું સોનગિરો ચહુઆણુજી ૩૨૧
તુ તો પ્રાણુદ માહરો, હુ તો તુજ ધરનારજી
જન્મ એક અંતર ગયો તે નેહડો ન વિસારજી ૩૨૨
હૃદયલડુ ઘણું ગહબડયુ, ન સુણે મારા નાથજી
તું અમરાપુરી સાંચર્યો ' હુ મરણે ન મેલુ સાથજી ૩૨૩

## ચોપાઇની ચાલ

કુંવરી દુઃખ હૈયે ધરે. થઇ ઉંધરાટી આંસુ ભરે.
કુંવરી તણું અંગ ખળભળે, લખ્યું વિધાતાનું કેમ ટળે? ૩૨૪
જઇ જમનાજી તેણીવાર, મસ્તક તણો કર્યો સંસ્કાર
મરવા કાજે તત્પર થઇ, રજા માટ મા મંદિર ગઇ. ૩૨૫
પાદશાહને ચરણે લાગી વિચરી વેગે આજ્ઞા માગી
અમળા અંગે એટલી આય, જઇ ઝંપાવ્યું જમનામાંય! ૩૨૬

નર નારી બે પુણ્ય પ્રસંગ, દેવલોક પહોતા મન રંગ!
આગે અવધી કહી કુંવરી, વચન સહૂ હઇયામાં ધરી ૩૨૭
આઠ માસ અવધી પરિમાણ, પામ્યા મરણ પછી સુલ્તાન

કહ્લ તણો ઉત્તમ અવતાર, કળિમાં ખટદર્શણ દાતાર ૩૨૮
તે વંશે વીરમદે નંદ, મેગલદેવ થયો આનંદ
સોનગિરા કુળ સાહસી ઘણો, અમુરાજ મેગલદે તણો. ૩૨૯
પદ્મનાભ કવિ બોલે એમ, ખેતસી અમુ કેરો તેમ
લક્ષ્મીવંત ખેતસી તણો, અખયરાજ સોનગિરો ગણો' ૩૩૦

બ્રાહ્મણ કને કરાવ્યા જાગ, સવા લાખ દીધા છે તાગ
અખેરાજ કેરું શું વખાણું, જેણે સહૂ સાંભળ્યા પુરાણ? ૩૩૧
કીર્ત્તિ પુણ્યની બહુ વિસ્તરી વિષ્ણુભક્તિ નિજ સાચી કરી
ભોજન સમયે નિત્ય અખેરાજ, અતિથી સમીપ મુકાવે આજ. ૩૩૨
જન્મ લગી જયવંતો સુણ્યો પરનારી સહોદર ભણ્યો
અખયરાજ ઉત્તમ અવતાર, જેના પુણ્ય ન પામિયે પાર ૩૩૩

કીર્તિ શુભ્ર કાહ્નડદે તણી, અખયરાજ અજવાળી ઘણી

વીસલનગરો નાગર એક, પદ્મનામ કવિ પૂર્ણ વિવેક ૩૩૪
એવુ બિરુદ આદરે અને, લહે બુદ્ધિ કવિજન રંજને
માત ભારતી કેરી કૃપાય, અક્ષરબધ બુદ્ધિ રસ થાય ૩૩૫
અખયરાજ આજ્ઞા અનુસરી, કીર્તિ પદ્મનાભે વિસ્તરી

ગુણુતા માલ્ય ગરીગ ઉહ્હમે, ચોપાઇબધ એશી સાતસેં ૩૩૬
ખડ ચાર જાણે નવનીત દુહા, ચોપાઇ, મધુર ગીત
પિસ્તાળિસસો પુડ વરીશ, માસ માગસર, પુનમ દીસ, ૩૩૭
સવત પદરમ ને બાર, વિસ્તારી દિને સોમવાર
ઝાલહુર ગઢ ઉત્તમ ઠામ, કાહ્નડદે માલવદે નામ ૩૩૮
પદ્મનાભે મતિ આણી નવી, તેઓ તણી કીર્તિ વર્ણવી

એક ચિત્ત જે નર સાભળે, તેહ તણા સહૂ દુષ્કૃત ટળે ૩૩૯
જે ફળ પામે દીધે દાન, જે ફળ ગગા કેરે સ્નાન,
જે ફળ તપ નિત કીધે મળે, જે રેવાદર્શણ નિર્મળે, ૩૪૦
જે ફળ સત્ય વચને પ્રમાણુ, જે ફળ સાભળવાથી પુરાણુ,
જે ફળ સહસ્રો તાપસ લહે, જે ફળ હોય બધન છોડવ્યે, ૩૪૧
જે ફળ પામિયે કીધે જાગ, મળે જેહ ભેટચે પ્રયાગ,
જે ફળ પામિયે ગગાદ્વાર, મળે જેહ ભેટચે કેદાર, ૩૪૨
જે ફળ હોય વિદ્યા ઉદ્ધર્યે, ગોદાવરી ભેટચે જે મળે,
જે નારાયણુ દીઠે નેત્ર, જે ફળ હોય દાને કુરુક્ષેત્ર, ૩૪૩

જે ફળ પામે સાહસી સતી, નાહે માત્ર થાય ગોમતી,
જે દ્વારકા રહે બાર માસ, જે થાએ ભેટયે પ્રભાસ, ૩૪૪
જે ફળ મુક્તિપુરીએ સાત, રામ નામ કહેતા પરભાત,
ચરિત્ર કાહ્નડ જે જે ભણે, એક ચિત્ત જે કો નર સુણે, ૩૪૫
કહ્યા તીર્થફળ મે જેટલા, પામે પુણ્ય સહૂ તેટલા '
પુણ્યે સંગ પ્રેમીજન મળે પુણ્યે આશ મનોરથ ફળે ૩૪૬

પ્રાકૃત બંધ કવિત મતિ કરી, કળિમા કથા અમય વિસ્તરી
ચહુઆણ કુળ કીરતિ વણી પૂરો આશ સહૂકો તણી ૩૪૭



श्रीपुर સંવત ओगणीस पांसठ शांति અનુવાદ,
देरासरीએ કીધ આ गुरुपूर्णिमा પ્રસાદ ૧



# પરિશિષ્ટ અ.

## ( ભાટાવળી. )

રાજા કાહ્નડદેના કટકમા પાછલે પહોરે કઢાઇ ચડી છે–ભાણા પીરસાઈ રહ્યા છે સ્વહસ્તે બીડા લીધા છે વેગવાન ઘોડા બીજા ઘોડાને સરસાઇ કરી આગળ ચાલતા ખમી શકતા નથી જતા પહેના સુખાસનો ચાલ્યા સુભટોએ ભર્યા ભડારમાથી કાઢેલા કઠા ઘાલ્યા છે પોતાના સ્વરૂપ દર્પણમા જોઇને આવ્યા ગુહ્ય રાજમત્ર નિપુણ સેલોતોએ શિખામણ દીધી પાઠ વચાયા ગોત્રદેવીને નવેદ્ય કર્યા. શગ સુભગ ક્ષત્રિયોને ઘેર ઊજળા, ઘોળા કાળા, તુરકી, ભારીજા, સિધી, અહિછત્રના, પેંડણી, ઉત્તરદેશના ઉદિરા, કનોજદેશના કલથિયા, મધ્યદેશના મહુડિયા, દેવગિરા, ગગાજળા, ચપળ ચગણવાળા, વિસ્તીર્ણ ખરીવાળા, ખુરાશાનક્ષેત્રના, વાલ્હિકદેશના બોરિયા, કેટિયા, જગેડીયા, ઉત્તમજાતના, ડચુ ભમરીવાળા, શાલિહોત્રમા વખણાયલા, સિદ્ધ વિશેષ ચાલે ચાલી જાણે, એવા એવા ઘોડા મોકલયા. એ મનવેગી, પવન-વેગી, પાટપર તલપ મારી ઉતરનારા સમુદ્રમા વસેલા કસોટીએ કસેલા ઘોડા ખરીએ પૃથ્વિ ખૂદે છે. આ ઘોડાઓને ગગાજળે સ્નાન કરાવ્યા. તેમને માથે કમળ ચઢાવી પૂજા કીધી તેમને બાવન ચદનના હાથા દીધા તેમના પર રણપાખર, જીણપાખર, ગુડિપાખર, લોહ-પાખર, કાતળીઆળી, એવી એવી પચરગી પાખરો નાખી તેમના પર કંકલોહ, વોડીઆ, નાગફણા એવા એવા પચરગી પલાણો નાખ્યા. વજ્જનવળી વાગે છે પૂઠ પહોળી છે પીઠ પાતળી છે એ ઘોડે પચ્ચીસ વર્ષની ઉપરના, પચાશની અંદરના, વીરાધિવીર, આકર્ણાન્ત મુછવાળા, નાભિ સુધી દાઢીવાળા, ઉદાર, ઝુઝાર, હઇએ સુવિચાર-વાળા, થોડાબોલા, મનથી ચાલનારા, પરનારીસહોદર, સગ્રામે સદ્ધર, હાકેટીને મારે, મરે તો મારીને મરે, કીર્ત્તિ વિસ્તારે, પોતાના સ્વામીનુ કારજ કરે, છત્રિશ પ્રકારના દંડાયુધ ધરે એવા એવા ર-

જપુતો ચઢયા છે. તેમણે ઘોડે ચઢતા સૂર્યદેવને નમસ્કાર કર્યા તે ક્ષત્રિયોએ ચાલતી વખત હાથી તૈયાર કર્યા ઘોડા પાખર્યા. રથ જોતર્યા રાજાઓ ચઢયા તેમણે જરહજીણ, જીવરખી, અંગરખી, વજ્રાંગી, લોહબંધ એવા એવા બખ્તરો ધારણ કર્યા છે. બધુ લઇને તત્પર થયા. મુગટના શણગાર જગહગ્યા ઘોડાઓની રત્નાવળી ઝળકી. ઘોડા હણહણ્યા ઘોડાઓના ફૂંફાડાના ફીણ ઉડયા ઘોડાઓના ચાલવાથી રજ ઉડી અંધકાર વ્યાપી રહ્યો નિસ્તેજ થઇને સૂર્ય રજથી છવાઈ ગયો એ રજપૂતોના ચાલતા સેના બંદીજન બિરદાવળી બોલવા લાગ્યા. ત્યા થઈ રહ્યા ખડ્ગના ખટક, ભાલાના ભટક, તરવારોના ઝટક, ધનુષના ટંકાર, અગ્નીના અંગાર, બાણની વૃષ્ટિ, એવી શૂર રજપૂતોની શરવૃત્તિ



# પરિશિષ્ટ વ.

## ( ભાટાવળી. )

શ્રી ઝાલોરનગરની રચના ગઢ, માઢ, મંદિર, દરવાજા અને કોટ અટાળિયા, માળિયા. ટોડે ત્રિકળશા. ગગન ચુમ્બિત કોશીસા. સાત માળના મહેલ રમ્ય પ્રદેશ સુખડના ગવાક્ષ મલયાગરી જાળી. કૃષ્ણાગરની થાંભલીઓ મણિ અને કાચ જડિત ભૂમિ. જોડે જોડે આવી રહેલી વલભી ચૂનાના ચોક અને પગથીઆ શત સહસ્ત્ર આસનવાળી સભાની રચના. સિંહાસન મુકાયુ છે. મેઘવર્ણા ઉલેચ બંધાયા છે કનાતો ખેંચાઇ છે. મહારાજાધિરાજ કાન્હડદે સભા ભરી બિરાજમાન થયા છે

કેતકીના ગંધ ગહગહી રહ્યા છે. સોરભના સોડ આવરી રહ્યા છે પાચા કપૂર પગે ચપાય છે સુગંધ રેલાઈ રહ્યા છે. સભામાં વચ્ચે ચાલવાની શેરી રખાઇ છે જાઇ, વેલ, વાળો, કુંદ, મુચકુંદ, ડમરો, મરવો, વગેરેના પરિમળ. વિવિધ રંગના પુષ્પના ઢગલા પાથર્યા છે. ગુલાલના ગંધ ગહગહે છે ઘોડારમા ઘોડા બાંધ્યા છે હાથીઓના ચિત્કાર આડે કાને પડયુ સમળાતું નથી પીતળના માદલના ધમકાર થઇ રહ્યા છે તત, વિતત, આનદ્ધ, ઘન, શુષિર એમ પંચશબ્દ વાદિત્ર વાગી રહ્યા છે પંચરંગી છત્ર ધરાયા છે બન્ને બાજુએ ચામર વ્યજન થઈ રહેલ છે. અમાત્યમંડળ, પ્રધાન, સામન્ત, મણ્ડલાદિક શ્રીગરણા, વહીગરણા, મુકુટવર્ધન, અઙ્ગબેહ, મસાહણી, રાવરી, બારૈયા એ પ્રમાણે પુરુષો બેઠા છે.



## ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરીનાં રચેલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | એક દેશીની અરજી  શિલકમા નથી. | |
| ૨ | હરિધર્મશતક  ,, | |
| ૩ | મધુભૂત  ,, | |
| ૪ | ગુલગુલ (ત્રીજી આવૃત્તિ) | ૦—૪—૦ |
| ૫ | વિદ્યાર્થીનો મિત્ર  શિલકમા નથી | |
| ૬ | અમારૂં આબુ  , | |
| ૭ | સરળ અર્થશાસ્ત્ર | ૦—૪—૦ |
| ૮ | સરળ રસાયનશાસ્ત્ર  શિલકમા નથી | (૨) |
| ૯ | વનસ્પતિશાસ્ત્ર | ૦—૮—૦ |
| ૧૦ | સરળ પદાર્થવિજ્ઞાન | ૦—૧૨—૦ |
| ૧૧ | રણજીતસિંહ | ૦—૧૨—૦ |
| ૧૨ | સારીના સાહિત્યનુ નિદર્શન | ૦—૧૨—૦ |
| ૧૩ | શહાનશાહ જહાંગીર ૫ મો | ૦—૧૨—૦ |
| ૧૪ | કાન્હડદેપ્રબંધ | ૩—૪—૦ |
| ૧૫ | કાન્હડદેપ્રબંધ (અનુવાદ) .. .. .. | ૧—૮—૦ |
| ૧૬ | પદ્યપાઠ (ધ્રુવ અને દેરાસરી) | |

૯ સરકારી પુસ્તકો વેચનાર પાસેથી, ૧૦–૧૧–૧૨–૧૩ ગુ. વ. સોસાયટીમાંથી, ૧૬ મેકમિલનની કંપની પાસેથી અનેબાકીના કર્ત્તા પાસેથી.

૭,૧૦,૧૧,૧૨,૧૩, લાયબ્રેરી અને ઇનામને માટે મંજુર ૯ શિક્ષણ સારૂ મંજુર ૧૪ મુંબાઈ અને બનારસ હિંદુ યુનિવર્સિટીઓમાં એમ. એ. અને બી. એ. ના ગુજરાતીના અભ્યાસક્રમમાં દાખલ.

## બુલબુલ

“A gazal is an exotic in Gujarati literature. began to be imitated only very recently and spite of its foreign origin its spirit has very ell been absorbed by men like the late Prof. anilal, Mr. Derasari and the late Mr. Balaanker, who in their turn have found a host of itators good, bad and indifferent on account of semblance of Sufism to Vedantism”

Modern Review–June 1915.

---

“બીજાં બધાં ન મૂકી દઈ શૃંગારનું જ પાન કરનારા ‘બુલબુલ’ની ની પણ ગુજરાતી સાહિત્યમાં નવીન કવિતાનો અનુભવ કરાવે છે. જેઓએ એ વિષયપર કેવા વિચાર કર્યા છે અથવા બીજા હવે પછી એ ગે કેવા કેવા વિચાર કરશે એ ચિન્તા કોરે મૂકી પોતાનો જ અનુભવ વો એ કવિનું કામ જાણી “બુલબુલે” એ જ માર્ગ ગ્રહણ કર્યો છે; ને આવી કવિતામાં એ જ ઉચિત છે” “કૃત્રિમ અલંકાર અથવા હિત્યના સાંકેતિક પદ કોરે મૂકી હૃદયને લાગે તે લખવું એ ‘બુલબુલ’ નિશ્ચય જણાય છે અને એ જ એની ખુબી છે. આ અ-નવ થતાં આમ જ ધ્વનિ થાય એમ જાણતા વાચનારને કેટલો આનંદ ય છે’ પ્રેમહીન હૃદયને પણ ક્ષણભર પ્રેમચમત્કારનો અનુભવ કરાવે એવી ા લીટીઓ છે” “કવિતા અને સાહિત્ય” રમણભાઈ મ નીલકંઠ.

---

“The ‘Bulbul’ (1882) or Nightingale, a onologue, a lyric of love, is a poem, which is ique in the Gujrati language every line in it ansports the reader to all that is best in the

love literature of Persia, in it imagination runs riot, and the effusions of a lover, watching and wooing a wayward Beloved, prove so infectious, that young men are in danger of being carried off their feet on reading the gazals The form of the poem, a felicitous blending of the ગરબી and the gazal, invests this fine expression of a lover's lament, with an irresistible charm, reminding one of Dayaram's Garbies ( songs ). Mr Dahyabhai P Derasari, Bar-at-law, the author of this short lyric, has written much else, but his name will live on account of his Bulbul The passion of a voluptuary might at the first sight seem to have prompted these verses, so full of burning words are they, but behind them lies the true expression of a poet's feeling"

*Further Mile-stones in Gujrati Literature*
**Krishnalal M. Jhaveri**-1924

## વનસ્પતી શાસ્ત્ર.

"I have perused your "Vanaspati Shastra' in Gujrati with interest There is a great want of a manual of Botany in Gujrati and I am glad to see that you are the first to undertake the work This Science is unknown to us in the shape in which it has been presented to us by European

Botanists. It is therefore a rather difficult task However I see that you have tried to make the book as simple and easy as possible I must say that the style can not be simpler "

**Damubhai D. Mehta Esqr,** M. A, LL. B., B sc &c.

---

" I have carefully gone through your book on Botany. Let me tell you that you have done the thing very creditably The coinage and selection of technical terms has been for the most part felicitous Your exposition is generally clear and concise

I am pleased to see that your definitions are carefully selected On the whole I must say that your book is eminently suited for the use of beginners "

**Principal T. K. Gajjar,** M A, B sc., &c. &c

---

" The language is easy of understanding, fluent and intelligible and the substitution of Indian plants for exotic ones is very commendable "

**R. B. Gopalji S. Desai,**
*Ass't Edl Inspector, Kathiawar &c*

" Your rendering–which I should rather call a simple paraphrase than a translation–is so far as I know always correct, and your diction, as in " Saral Arth Shastra " is always simple and clear "

**Chester Macnaghten Esq,** M A.
*Principal Raj Kumar College, Rajkot.*

"In your Gujrati versions of useful English books you have certainly done excellent work"

**R. L Khambhati Eqr** B A
*Principal K P College, Rajkot.*

'Really you have supplied a great want and I am sure your book will be the means of spreading the knowledge of Botany among Gujarati knowing people"

**Rev. H. R Scott,** M A

---

## સાઠીના સાહિત્યનું દિગ્દર્શન.

'I have great pleasure in recording my impressions in brief about your valuable book in Gujrati about the Gujrati literature If it is a test about the goodness of a book that a cultured reader likes to read it over again after finishing it over, I trust your book satisfies it I was myself not satisfied until I read it twice and there are passages which can be read over a number of times without being tired of them I have given a long list of such passages in my exhaustive review of your book My personal opinion is that the book should be prescribed for the Lower and Higher Standards examinations to be passed by officers It will give them in a nut shell information about the best Gujrati books Your book worked as an incentive on me to read some good

books in Gujrati I specially read some to see if your criticisms and opinions were justified or not. Mainly I could concur with your opinion. Your criticism is helpful and follows certain fixed principles about literary criticism Your own work or works can well stand the tests of the principles you have laid down for others Your book is one of those which will linger in my memory till I remember a single word of Gujrati language I admire your optimism about the future of the Gujrati literature You have immortalised the best writers in the Gujrati language Your book creates a taste for reading good Gujrati literature. I find your book as a model guide to study best books in Gujrati "

T. R. Kotwal,
Judge–Small Cause Court, AHMEDABAD.

## કાન્હડદે પ્રબંધ.

" . It (Kanhadade Prabandh) is very nicely done, and I am sure your work will be universally appreciated in Gujrat '

*3–8–13* — *Yours Sincerely,*
*Ahmedabad.* — **A. B. Dhruva,**

---

जेसा काव्य पृथ्वीराजरासा, खुमानरासा, रानारासा, रायमल-रासा, हम्मीररासा और विजयपालरासा आदि है, यह भी वैसा ही एक काव्य है.

'आपने जो परिश्रम इसके संपादन और प्रकाशन करने में किया है वह सराहनीय है उसकी मैं प्रशंसा किये बगर नहीं रह सकता हुं. आपके परिश्रमसें एक डुबे डुबे काव्यका जीर्णोद्धार हो गया, और इससे आपका नाम गुजराती और हिंदी साहित्य के संसार में चिर स्थाई रहेगा. मेरे सरस्वती भंडारमें उत्तम और पुराने काव्यका एक नंबर बढ गया है.

जोधपुर<br>
१४–८–१३. } देवीप्रसाद.

---

**કાન્હડદે પ્રબન્ધ**—સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કરનાર રા રા. ડાહ્યાભાઈ પીતાંબર દેરાસરી, બેરીસ્ટર–એટ–લૉ આ પુસ્તક સંશોધન કરી પ્રસિદ્ધ કરવામાં રા રા ડાહ્યાભાઈએ ગુજરાતી ભાષાની મ્હોટી સેવા બજાવી છે, અને શ્રીમન્ત મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકારે આ ગ્રન્થની પ્રસિદ્ધિને ઉદારતાથી આશ્રય આપી ગુજરાતી સાહિત્ય ખીલવવાની પોતાની ઉચ્ચ નીતિનું એક વિશેષ ઉદાહરણ પ્રકટ કર્યું છે

ગુજરાતી ભાષામાં લખાયલા જે જૂનામાં જૂના ગ્રન્થ જડ્યા છે તેમાંનો કાન્હડદેપ્રબન્ધ છે મુગ્ધાવબોધૌક્તિક પછી બામ્હક વર્ષે એટલે સંવત ૧૫૧૨ માં તે રચાયલો છે તેથી જૂના વખતની ગુજરાતી ભાષાનું સ્વરૂપ દર્શાવનાર હોઈ એ ગ્રન્થ બહુ ઉપયોગી છે તેમજ વળી × ઐતિહાસિક વૃત્તાન્તવાળું જૂનું ગુજરાતી કાવ્ય તે કાન્હડદેપ્રબન્ધ જ છે અને એ રીતે તે બહુ મૂલ્યવાન છે

× × × × ×

× × મળેલી પ્રતોને આધારે રા રા ડાહ્યાભાઈએ બને તેટલો પ્રયાસ કરી અશુદ્ધિઓ દૂર કરી છે, પાઠાન્તર આપ્યા છે, ગ્રન્થને અંગે વિદ્વતા ભરેલી ટીકા લખી અર્થનું સ્પષ્ટીકરણ કર્યું છે અને આરંભમાં પ્રસ્તાવનામાં ગ્રન્થનો સાર વર્ણવ્યો છે આ રીતે આ ગ્રન્થ ઘણા ઉપયોગી સ્વરૂપમાં વાચકવર્ગ આગળ હવે રજુ થયો છે

× × × ×

× × × રા ડાહ્યાભાઈએ ટીકાના અર્થના સ્પષ્ટીકરણ ઉપરાંત ઐતિહાસિક બાબતોનો અને વ્યુત્પત્તિનો બહુ સારી રીતે ઉલ્લેખ કર્યો છે, અને બધી રીતે ગ્રન્થને ઘણો ઉપયોગી અને મનોમત કર્યો છે. તેમને ધન્યવાદ આપતા કાન્હડદેપ્રબંધનો તેમણે હાલના ગુજરાતી પદ્યમાં કરેલો **અનુવાદ** પ્રકટ કરવાની તેમને વિનતિ કરીશુ, અને ગુજરાતના શિષ્ટ વાચકવર્ગને આ ગ્રન્થનો આદરથી અભ્યાસ કરવાની વિનતિ કરીશુ.

**ज्ञानसुधा**, ડિસેમ્બર, ૧૯૧૩ **मकरन्द.**

---

*This poem describes an important part of the* history of Gujrat, viz, the invasion by Alaf-Khan, the lieutenant of Ala-ud-in Khilji, of the Province. It is written in the fifteenth century A. D. and throws a flood of light on the philological side of the Gujrati language. Unknown till comparatively very recent times the publication of this work, in its original form, is a great service to the literature of Gujrat In fact the credit of drawing attention to this very important unit of the language and literature of the Province belongs to Mr Derasai, who for the last three or four years has been at it in various ways We welcome the publication with feelings of great obligation, and trust that those who are interested in the history of the Gujrati language would make the fullest possible use of it "

**Modern Review,** ***December 1913.***

---

' By the publication of what is practically the *editio princeps* of ' Kahnad Day Prabandh ', a valuable old historical poem in the vernacular of Gujrat, Mr D P Derasari of Ahmedabad has certainly rendered a service to students both of the history and literature of Gujrat This 'Prabandh' or poem is the oldest poetical composition relating to history that we possess in Gujrati and was written about the middle of the fourteenth century by Padmanabh, a poet at the court of the descendant of Kahnad Day, the prince about whose deeds the poem treats He was a contemporary of the famous poet Narsi Mehta, but whilst the latter is known everywhere in Gujrat, Padmanabh was long ago forgotten and his very name was unknown till a short time ago

The late Dr Buhler, the accomplished and enthusiastic scholar of the early history and literature of India, first discovered this poem whilst examining one of the Mediaeval Jain bhandars or libraries in Rajputana, and had it published in parts in a magazine This may be called the first edition, but it was in reality no edition, the publisher of the magazine having merely printed from Buhler's copy of the original bhandar manuscript with great negligence and several mistakes of his own There was thus ample room for the present

edition, which, we are very glad to observe, has been undertaken in the critical spirit introduced by Western scholars. Mr Derasari has rightly gone to the true source for his text, the bhandar manuscript at Tharad, a petty chieftaincy in Rajputana, and those who know with what great and increasing jealousy the Jains guard these literary treasures from the inspection of any one, even indigenous scholars, will congratulate him on obtaining access to it which he has well utilised for his edition. Dr Buhler's copy of the Tharad MS seems to have gone to Poona where he was for several years Professor of Sanskrit in the Deccan College and this copy has also been collated But the Deccan College possesses another and quite independent manuscript of this very rare poem, dating only seventeen years later than the bhandar MS and this fortunately supplied the gaps in the latter MS The zeal of the editor was not content even with procuring these excellent materials on which to base his text but he tried hard to get from the Jodhpur State a bardic copy of the poem which he had learnt existed there But the bard was dead and nothing was known about his copy This points to the necessity of speedily collecting all the bardic lore, oral and written, that is still left in Rajputana before it is entirely lost.

The result of these enthusiastic labours has

been the recovery of a pretty complete text of this poem in a very correct form which will give it a new life Besides deriving the text by laborious collation, the editor has given very helpful notes which enhance the value of his book The time of which the poem treats is the disastrous invasion of Gujrat by Allauddin Khilji in the last decade of the thirteenth century when Karan, the Hindu King, was driven out of his realm by the conquering Mahomedans and ruined The army of the Delhi Sultan, after raiding Gujrat and Kathiawad, returned by way of Jalore in Rajputana to punish its ruler Kahnad Day, who had previously refused a passage to the Sultan's army while marching on Gujrat, and it is with this episode that Padmanabh deals in this historical poem The invasion and final destruction of Jalore and the deeds of Kahnad Day and his Rajputs form the central theme round which the poet has woven his web of fancy In his introduction Mr Derasari tries to estimate the historical authority of the poem, and to separate the facts from the poetical fancies. But on this as well as the other points such as the old language of Gujrat as revealed in his poem and as compared with its modern evolutions we look forward to another work of which he gives us hope

"**The Times of India.** *4th March, 1914*"

---

" સંશોધન કરવામાં ને ટીકા આપવામાં આપે જે વિદ્વતા ભર્યો પ્રયત્ન કર્યો છે તેને માટે આપને ધન્યવાદ ઘટે છે ગુજરાતી સાહિત્યમાં એક જુના ઉત્તમ ગ્રંથનો એથી વધારો થયો છે, એટલું જ નહિ પણ તે વડે ગુર્જરભાષા ઉપર સારો પ્રકાશ પડશે એમાં શક નથી

તા ૬-૬-૧૪ **હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળાના ધન્યવાદ.**

---

" આ ( **કાન્હડદેપ્રબંધ** ) અસાધારણ મહત્ત્વનો કાવ્યગ્રંથ છે; ગુજરાતી ભાષાના ઈતિહાસના અભ્યાસકને, ગુજરાતી સાહિત્યના ઇતિહાસના અન્વેષકને અને સામાન્ય રીતે રાજકીય તથા સામાજિક ઈતિહાસના શોધકને તેમ જ રસિક વાચકને-સવને ભિન્ન ભિન્ન રીતે આકર્ષણ કરનારો, ઉપયોગી થનારો, માટે મહત્ત્વનો ગ્રંથ છે, × ×

આ ગ્રંથને આવા અન્ધકારમાંથી ખરા પ્રકાશમાં આણવાનો યશ રા ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરીને ઘટે છે આજથી બે વર્ષ ઉપર એઓએ આ કાવ્યગ્રંથ સંશોધન કરીને છપાવ્યો ને પ્રસિદ્ધિમાં આણ્યો છે આજ સુધી પ્રાચીન ગ્રંથોના સંશોધનો થતા અને પ્રસિદ્ધિ થતી હેવી અસંતોષકારક રીતિ રા ડાહ્યાભાઈના આ પ્રયાસમાં નથી એ જોઈને આનન્દ થાય છે પ્રાચીન ગ્રંથો શી રીતે પ્રગટ કરાય તે માર્ગ ખરી રીત્યનો તેમણે જ બનાવ્યો છે, એમ કહેવાને બાધ નથી જુદા જુદા હસ્તલેખ મેળવીને તુલના કરવી, બુદ્ધિયુક્ત નિર્ણય કરી સંદિગ્ધ સ્થળો ઉપર પ્રકાશ પાડવો, ઇત્યાદિ બહુ બહુ વાતો દ્વારા પ્રયાસમાં લક્ષમાં લેવાની છે પ્રાચીન ગ્રંથની ભાષામાં ફેરફાર કર્યા વિના મૂળ બિમ્બ યથાવત્ રાખવું, અને તેમ કરવામાં પણ કેવળ અન્ધ નિયમવશતા ના રાખતાં બુદ્ધિનો ઉપયોગ કરવો એ કઠણ કામ છે આ નવે કામમાં રા ડાહ્યાભાઈની પ્હેલ અને વિજય જોઈ હેમને ધન્યવાદ આપતાં આનન્દ થાય છે

× × × × ×

ઉપોદ્ઘાત (પ્રસ્તાવના)માં કાવ્યની કથાનો સવિસ્તર સાર આપ્યો છે તે સામાન્ય વાચકને બહુ ઉપયોગી થાય એમ છે, કેમકે કાવ્યની ભાષા પ્રાચીન છે તે સમજવાની સર્વને શક્તિ ના જ હોય, અને આ

દૃષ્ટિએ જોતા, રા. ડાહ્યાભાઈ આ કાવ્યનો આધુનિક ગુજરાતીમા **અનુવાદ** પ્રગટ કરવાના છે તે જાણીને સતોષ થાય છે

× × × × ×

હાલા ગ્રથના પ્રકાશન માટે પ્રાચીન ગ્રંથો જે વિવેચકતાથી પ્રકાશમાં મૂકવા જોઈએ તે વિવેચનાથી પ્રકાશન માટે—રા ડાહ્યાભાઈનો ગુજરાતી સાહિત્યરસિક પ્રજાએ અન્તઃકરણથી આભાર માનવો ઘટે છે

**વસંત;** કાર્તિક—૧૯૭૩ **નરસિંહરાવ ભોળાનાથ.**

---

**કાન્હડદે પ્રબન્ધ** નામનુ જૂનુ ઐતિહાસિક કાવ્ય પ્રાચીન સસ્કૃત પુસ્તકોની તપાસ કરતા સ્વ ડા બ્યુલરને પ્રાપ્ત થયુ હતુ, અને તે ઉપયોગી જણાયાથી ગુજરાત શાળાપત્રના વિદ્વાન તત્રી સ્વ નવલરામભાઈને તેમણે પ્રસિદ્ધિ માટે આપ્યુ હતુ

તે આખુ કાવ્ય શાળાપત્રમા કકડે કકડે—ત્રુટિત—છપાવ્યુ હતુ પરન્તુ તે પાછળ પુરતો શ્રમ ન લેવાયાથી તેમા અનેક અશુદ્ધિઓ અને દોષો રહી ગયા હતા જેથી તેને મળવી જોઈએ તેટલી પ્રસિદ્ધિ મળી શકી નહોતી

ગુજરાતી ભાષાના સુન્દર નમુના રૂપે અને એક ઐતિહાસિક કાવ્ય તરીકે તેની યોગ્યતા અને ઉપયોગિતાને લીધે ત્રીજી સાહિત્ય પરિષદ્ વખતે જાણીતા સાક્ષર રા ડાહ્યાભાઈએ એ પ્રબન્ધ ઉપર એક વિદ્વત્તાપૂર્ણ નિબન્ધ વાચી શ્રોતામડળ પર ભારે અસર કરી હતી ત્યારથી તે કાવ્ય એક સ્વતત્ર ગ્રથ રૂપે પાશ્ચાત્ય પદ્ધતિ પર સશોધન કરી યોગ્ય ટીકા અને ઐતિહાસિક ઉપોદ્ઘાત સાથે પ્રસિદ્ધ કરવા તેમની વિનતિ થઈ હતી તે સ્વીકારી રા ડાહ્યાભાઈએ પ્રાચીન ગુજરાતી સાહિત્યના અભ્યાસિયો અને વાચકવર્ગ ઉપર મહદ્ ઉપકાર કર્યો છે

એક ઐતિહાસિક કાવ્ય તરીકે જ એકલૂ નહિ પણ ભાષા સાહિત્યના એક અનુપમ અને રસિક કાવ્ય તરીકે પણ તે પ્રબન્ધ ઉચ્ચ સ્થાનને યોગ્ય છે, અને એ સાહિત્યરસિક બાહોશ વિદ્વાનને હાથે તેનુ સશોધન થઈ અપૂર્વ સુન્દરતાના એ ગ્રથ આપણને પ્રાપ્ત થયો છે તેને માટે રા ડાહ્યાભાઈને ધન્યવાદ ઘટે છે

મહારાજા સયાજીરાવ વડોદરાના વિદ્યાવિલાસી ગાયકવાડ સરકારે

આ અપૂર્વ ગ્રંથ પ્રસિદ્ધ કરી પોતાની હંમેશની ઉદારતાનું એક વિશેષ દૃષ્ટાંત આપ્યું છે તે સારૂ ગુજરાતી વાચકવર્ગ તેમનો ઘણો જ આભારી છે

મુંબાઈ યુનિવર્સિટીએ આ આવૃત્તિને એમ એ ની પરીક્ષાના ધોરણમાં સ્થાન આપીને તેની યોગ્યતા સ્વીકારી છે અને અમારી ખાત્રી છે કે સાહિત્યના અભ્યાસિઓ અને વાચકવર્ગ તરફથી પણ તેને યોગ્ય સત્કાર મળશે જ

છેવટે અમે રા રા ડાહ્યાભાઈને એટલી વિનતી કરીશું કે એ કાવ્ય સામાન્ય જનસમૂહમાં બહુ હોંસ અને રસથી વંચાય તે ખાતર તેનો, એમની હમેશની મોહક અને સુંદર બાનીમાં કરેલો **અનુવાદ**, જે પ્રસિદ્ધ કરવાની એમણે પોતાના ઉપોદ્ઘાતમાં પ્રતિજ્ઞા કરી છે તે, પ્રસિદ્ધ કરી, એ કાવ્ય ઠેર ઠેર વંચાય એમ કરશે

**બુદ્ધિપ્રકાશ–ફેબ્રુઆરી ૧૯૧૭.**

"I have read with very great interest, the edition of Kanhad De Prabandh, edited and published by Mr. D P. Derasari. He has bestowed considerable labour and time in collating the various MSS and publishing the first edition of a very valuable work, which gives a graphic account of the invasion of Gujrat by Alauddeen Khilji Apart from the historical point of view the work is extremely valuable to the student of the Gujrati and Hindi languages as illustrating the development of those languages at the time it was prepared The critical notes, the introduction and the glossary appended to the publication exhibit a great deal of research and an intimate knowledge of the history of these languages. I

compliment Mr Derasari on his very interesting and scholarly publication which makes an epoch in the history of the two most important vernaculars of Upper India"

23rd February 1917.

**Dr. Sir Sundarlal, Kt., C. I. E., B. A., LL. B., LL. D.,**